સુધરેલી રીત મુજબ

વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રીવિઝન કમીટીએ

તૈયાર કરેલી

# ચોથી ચોપડીના અર્થ

જેની અક્ષર અર્થ, કવિતાની સમજુતી, તમામ
પાઠના સવાલ તથા સાર, મુંબઈ ઇલાકાની
ભૂતળ, અઘરા શબ્દો, જોડાક્ષર, ડ્રીલ.

રચનાર—મેસર્સ. સી. ડી શાહ. એન્ડ કો.
રચનારનું ઠેકાણું—શાહપોર—સુરત
પ્રસિદ્ધ કર્તા—C. M. Shah
પ્રસિદ્ધકર્તાનું ઠેકાણું શાહપોર—સુરત.



છાપનાર—રવુભાઈ લલ્લુભાઈ દેશાઈ.
છાપવાનું ઠેકાણું શ્રી 'અનાવિલ પ્રિ પ્રેસ, મગનપુરી ભાગળ સુરત

સંવત ૧૯૮૦ ] કિંમત રૂ. ૦-૭-૦ [ સને ૧૯૨૪

## મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો૦ કૃત.

# ચોથી ચોપડીના અર્થ

**પાઠ ૧.**

શહેનશાહ=મહારાજાધિરાજ
સંગીન=મજબુત,જોરાવર
પુરાતન=ઘણુ જુનુ
ચરિત્ર=વૃત્તાંત, હેવાલ
જ્યેષ્ઠ=મોટા
પ્રિન્સ ઓવ વેલ્સ=વેલ્સ પ્રાંતનો રાજપુત્ર
ઈલ્કાબ=ખિતાબ
નિખાલસ=ખુલ્લા મનના

નૌકાશાસ્ત્ર=વહાણ ચલાવવાની કળા
યોજના=ગોઠવણ
અત્યંત=ઘણોજ
તાલીમ=કેળવણી
પ્રવાસ=મુસાફરી
પ્રદક્ષિણા=ચોગરદમ ફરી વળવું તે
ચાલુ=કાયમ
પદવી=ઓહ્દા
પ્રવીણ=માહીતગાર
નિર્ણય=ઠરાવ

ક્રમે ક્રમે=એક પછી એક
બાંધો=બંધારણ
નિર્માણ=નક્કી
યુવરાજ=ગાદીનો વારસ
આદરસત્કાર=આવકાર, પરોણાચાકરી
લથડવા=કમજોર થવા
રાજ્યાભિષેક=રાજગાદી પર બેસાડવાની ક્રિયા
પાયતખ્ત=રાજધાનીનું શહેર
આબાદી=ચઢતી

**સવાલ**—શહેનશાહ જ્યોર્જનો જન્મ કયે દિવસે થયો હતો? પ્રિન્સ ઓવ વેલ્સનો ખિતાબ કોને અપવામાં આવે છે? શહેનશાહ જ્યોર્જના વડીલ બંધુનું નામ શું હતું? શહેનશાહ જ્યોર્જને નૌકાશાસ્ત્રની તાલીમ આપવામાં આવી તેથી એમનામાં કઈ કઈ સારી ટેવ આવી? પ્રિન્સ આલ્બર્ટનો સ્વર્ગવાસ ક્યારે થયો? શહેનશાહ જ્યોર્જનું લગ્ન કોની સાથે થયું હતું? હાલ એમને કેટલા કુંવર તથા કુંવરીઓ છે? શહેનશાહ જ્યોર્જ હિંદમાં ક્યારે પધાર્યા હતા? શહેનશાહ એડવર્ડનો સ્વર્ગવાસ કયે દિવસે થયો? શહેનશાહ જ્યોર્જને ઈંગ્લાંડમાં રાજ્યાભિષેક કરવાની ક્રિયા કયે દિવસે થઈ? હિંદુસ્તાનમાં કયે દિવસે થઈ અને ક્યાં થઈ? આપણો ધર્મ શું છે? **સાર**—શહેનશાહ

પાંચમા જ્યોર્જના વખતમાં આપણા જાનમાલનુ રક્ષણ થાય છે, તથા અદલ ન્યાય મળે છે, માટે આપણે શાહેનશાહ પાંચમા જ્યોર્જ ઘણા વર્ષ જીવો એવી પ્રાર્થના કરવી જોઇએ

**પાઠ ૨.**

સ્વામીભક્તિ=ધણીપર પ્રેમભાવ, ધણીની સેવા
નાગોર=અજમેર (એ રજપુતસ્તાનમાં છે)
થાણુ=કચેરી
ઘેરો ઘાલ્યો=કબજે કર્યુ
લડત=લડાઈ, યુદ્ધ
બચાવ=રક્ષણ
ભરુસ=આશા, ભરોસો
શરણે ગયો=તાબે થયો
આશ્રય=મદદ
જયપુર=જેપુર
મુકામ=રહેઠાણ
કપટી=દગલબાજ
મુલાકાત=મેળાપ
શરણાગત=શરણે આવેલો
બાજુએ મૂકયો=વિસારી દીધો
ખાસ=ઘણો
વિશ્વાસુ=ભરોસાદાર
ગુપ્ત=છાની
ઝપાઝપી=કાપાકાપી, કતલ
જીવને જોખમ લાગશે=મરી જશે
સોગન=કસમ
કુશળતા=સુખાકારી
સમાચાર=ખબર
ઝભ્ભો=ઝુલતો ઢીલો અંગરખો
પ્રસંગ=વખત
ચેત્યો=સમજ્યો
ખંજર=જમૈયો
પ્રાણ લઈશ=મારી નાખીશ
મ્યાન=કવર
નમ્રતા=નમનતાઇ
મુજરો=સલામ
વિશ્વાસઘાતી=ભરોસા તોડનાર
ઉદાહરણ=દાખલો
નીમકહલાલ=જેનુ ખાય તેનુ ભલુ ચાહનાર
જીત=ફતેહ

**સવાલ**—વિજયસીંગ કયાનો રાજા? વિજયસીંગને કોણે હરાવ્યો? ત્યાર પછી કયા ગયો? ત્યાં શુ થયુ? પછી કયાં ગયો અને શા માટે? ઇસરીસીંગ કયાનો રાજા? વિજયસીંગના બાપને કોણે મરાવ્યો હતો? રજપુતેનો મુખ્ય ધર્મ શુ છે? વિજયસીંગને ઇસરીસીંગ કેદ કરનાર છે એ વાત જવાનસીંગના જાણવામા કયાથી આવી? જવાનસીંગને કેદ પકડાતો શી રીતે બચાવ્યો? ઇસરીસીંગે પોતાના

સરદારોને કોનો દાખલો બતાવ્યો ? જીત મેળવવાની આશા ક્યા ગણી શકાય નહિ ? **સાર**—જેનુ લૂણ ખાધુ હોય તેનુ હલાલ કરવુ એ દરેક માણસની ફરજ છે

**પાઠ ૩.**

સૂર્યવંશી=સૂર્ય ઉપરથી નીકળેલા કુળમા પેદા થએના
પ્રખ્યાત=નામીચા
લગભગ=આશરે
અવતર્યો=જન્મ્યો
રિવાજ=ધારો, રીત
ભાવ=હેત પ્યાર
બેઠક=ગાદી
ધાસ્તી=બીક ડર
પક્ષપાત=તરફદારી
ધક્કો=નુકસાન
ખેદ=દીલગીરી
યુક્તિ=તદબીર કળા
પાયમાલ=છેક નાશ થએલો હોય એવો
ઉદાર=સખી
હૃદય=અંતઃકરણ મન
પાણી પાણી=નરમ
ઝળ ઝળીઆ=આખમા પાણીનુ ભરાઇ આવવુ
ગોઠવણ=તજવીજ
ભયે=સુખે, નિર્ભય
આડે=વચ્ચે
પણ=બાધા, નિયમ
ક્ષણે=વેળાએ
જન્મભૂમિ=જે જગામા જન્મ થયો હોય તે
બીજમતદાર=સેવક
ઝરો=ધીરે ધીરે પાણી વહે તે વહેણુ
ઘુટડો=મોમા માય એટલુ
વરીર=મહાદુર
કામગીરી=નોકરી
નીસા=ગયા
દેહ=શરીર
ઝળહળે=પ્રકાશે
ટેક=બોલેલુ પાળવુ તે

**સવાલ**—રજપુતોમા કયુ કુળ ઉચુ ગણાય છે ? માબાપનુ કયા છોકરાઓપર હેત વધારે હોય છે ? રાજસીંગને ભીમસીંગ માટે શુ વહેમ હતો ? ભીમસીંગે તે વહેમ દૂર કરવા શુ કર્યુ ? ભીમસીંગે પાણીનું પ્યાલુ શા માટે ફેકી દીધુ ? બે છોકરામાથી કયો છોકરો આપકર્મી ?

**સાર**—માબાપનુ મન ન દુખાવવા માટે, અને તેમને રાજી રાખવા માટે તેમની મરજી મુજબ ચાલવુ

**પાઠ ૪.**

માનવુ=કબુલ કરવુ
કદમૂળ=કદને મૂળીઆ

| | | |
|---|---|---|
| એન્જીન=યંત્રાળથી ચાલતો સંચો | નિરંતર=હમેશા | ચરબી=ચામડીની અંદર ઠરેલો ચીકણો પદાર્થ |
| કુદરતી=ઈશ્વરે મૂકેલી | નાડી=નાડ | દુરસ્ત=સારું |
| નિયમ=ચાલુ | ઉછળે છે=ધમકે છે | ક્ષાર=ખારો પદાર્થ |
| ગરમી માપવાનું યંત્ર=થર્મામીટર | અંગ=ભાગ | શ્રેષ્ઠ=ઉત્તમ |
| ધરી=જે દાંડી પર પૈડું ફરે છે તે આંક, આસ | સમાર=દુરસ્ત | જુદી જુદી વાની=જુદી જુદી વસ્તુ |
| | તર=મલાઈ | |
| | સાકર=મીઠો પદાર્થ ગણી ચીજ | |

**સવાલ**—દુકાળીઆના શરીર કેવા હોય છે? દુકાળીઆના શરીર એવા શાથી થાય છે? આપણને ખોરાકની જરૂર શા માટે છે? ખોરાક ન મળે તો અંદરના ભાગમાં શું થાય છે? ગરમી માપવાના યંત્રનું નામ શું? એન્જીન ચલાવવાને માટે શેની જરૂર છે? આપણા શરીરના અવયવો બરાબર ચલાવવાને માટે શાની જરૂર છે? નાના છોકરાના શરીરનું વજન વધારે કે મોટાનું? ગરમી કયો પદાર્થ ખાધાથી ઉત્પન્ન થાય છે? ચરબી વધારવા માટે કયા પદાર્થ ખાવાની જરૂર છે? ચરમી વધારનાર પદાર્થ કયા મુલકના લોકો વધારે ખાય છે? કયા પદાર્થ માસ વધારે છે? ક્ષાર પદાર્થ ખાવાની જરૂર શા માટે છે? લોહી સાફ કરવાને માટે કેવા પદાર્થની જરૂર છે? દૂધ કરતાં પણ વધારે ફાયદાકારક શું છે? **સાર**—માણસને હવા ને પાણી સિવાય ખોરાકની પણ જરૂર છે, કારણ કે તે વડેજ અંદરના સંચાને પુષ્ટિ મળે છે

| | | |
|---|---|---|
| **પાઠ ૬.** | મકવાટ=બબવારો | અગરીઆ=મીઠું પકવનાર |
| થાકીપાકી=કમજોર થઈ | દોષ=ઠપકો | અગર=મીઠું પકવવાની જગા |
| નિસાસા=નિશ્વાસ | મસાલો=તેજાનો | |

| | | |
|---|---|---|
| પીંજતા=કપાસમાંથી કપાસીઆ છુટા પાડતા | કરનાર | પુરી પાડે છે, તંગી |
| કાતતા=સુતર બનાવતા | નિર્માણ કરેલુ=ઠરાવેલુ | મટાડે છે |
| વણકર=વણવાનુ કામ | ગરજ=મતલબ | સમાધાન=ગુંચવણ કે |
| | ગરજ સારે છે=ખોટ | ચિંતાનુ મટવુ તે |

**સવાલ**—ડામી શા માટે ભગવાનને દોષ દેતી હતી? તેના મનનુ સમાધાન કોણે ને શી રીતે કીધુ? **સાર**—દુનિયામા દરેક માણસને એક બીજાનો ખપ પડે છે માટે કોઇની સાથે ગુરાશ કરવી નહિ, દુનિયા માહેલા પદાર્થ એક બીજાની મદદથી બને છે

| પાઠ ૭. | ભૂલીને=વીસરીને | વાંકુ બોલી=તકરાર |
|---|---|---|
| મુખે=મોઢે | વણતોલ=વણીજ | કરી ના કહી |
| વેર્યાં=નાખ્યા | અન્યાય=ગેરઇન્સાફ | ભાળે=જુએ |
| ફૂલ=પુષ્પ | મટવાને=દૂર થવાને | ફરિયાદ=ન્યાય મેળવવા |
| નસીબે=સંયોગે | ધીરીને=ઉધાર આપીને | માટે અરજ |
| નીચા નમી=નીચા વળી | દુખીઓ=હેરાન | સદ્ગુણ=સારા લક્ષણ |
| વીણીશુ=એક એક લઇશુ | આબરૂ=ઇજ્જત | ચિંતા=ફીકર |
| અત્યારે=હમણા | પાખી=નગર | ચટપટી=ગભરામણ |
| ગુસ્સે થઇ=રીસ કરી | ધીરેલા=આપેલા | અટપટી=ગુંચવણભરેલી |
| વિપત=આપદા, દુખ | નવ આલે=ન આપે | મા'લે=ખુશીથી રહે |

## પાઠ ૭. આજ અને કાલ.

નમીએ ખુશી થઇને રસ્તામા ગુલાબના ફૂલો નાખ્યા, તે નીચા વળી ક્યારે વીણીશુ? ભાઈ હમણા આજ ને આજ વીણી લો (મતલબ કે ફૂલ થોડા વખતમા કરમાઈ જાય છે તેમજ સારા કામો કરવાનો વખત પણ જતો રહે છે માટે ગુલાબના ફૂલરૂપી સારા કામો તરતજ કરવા) (૧) પણ જો તે કદી ગુસ્સે થઇને બોલશે તો

તને ઘણી આપદા પડશે તો પછી અફસોસ ક્યારે કરવો ? ભાઇ કાલે કાલે. કાલે મતલબ કે સારા કામ કરતા દુખ આવી પડે તો દીલગીર થઇ છોડી દેવુ નહિ (૩) ઉપકાર ભૂલી જઇને આપણુ ખરાબ કર્યું હોય અને આપણુને દુખ આપ્યુ હોય તો તેને માફ ક્યારે કરીશુ ? ભાઈ હમણા આજ ને આજ (૩) પણ ગેરઇન્સાફ થતો હોય તો તે દૂર કરવાને, મનમાથી રીસ ઓછી કરવાને, જો લડવુ હોય તો ક્યારે લડવુ ? ભાઇ કાલે, કાલે, કાલે (૪) કેઇએ આપણુને પૈસા આપીને આપણી લાજ રાખી હોય, તે માણુસ પૈસા વગર દુખી થતો હોય તો તે પૈસા પાછા ક્યારે આપવા ? ભાઇ હમણાજ આજ ને આજ (૫) કોઇ માણુસ આપણે આપેલા પૈસા પાછા આપે નહિ, ને વાકુ બોલે, અને સામુ પણ જુએ નહિ, તેવા માણુસપર કહો કે ક્યારે ફરિયાદી કરવી ? ભાઇ કાલે, કાલે, કાલે (૬) સારા ગુણના ઘણા કામો કરવા છે, પણ વ્યવહારમા વખત ન મળ્યો તો પછી તે ક્યારે કરવા ? ભાઇ હમણા આજ ને આજ (૭) ક્રોધ, અપશબ્દો, ફીકર, ગભરા-મણુ, ગુચવણુ ભરેલી પોતાની મેળે મનમા આવે તો તે મનમા જઇને ક્યારે આનદથી રહે ? ભાઈ કાલે, કાલે, કાલે (૮) **સાર**— સારા કામ આજેજ કરવા અને નઠારા કામ માટે આવતી કાલપર વિચાર રાખવો મતલબ કે નઠારા કામ કરવાજ નહિ

| પાઠ ૮. | પારખ્યુ=ઓળખ્યુ | સાધુ |
|---|---|---|
| અવલોકન=બારીકતપાસ | કેણી મેર=કઈ તરફ | ઝાડો=ઝડતી, તપાસ |
| ખોટુ=લગડુ | જવાહીર=કીમતી રત્નો | તપાસ=શોધ |
| લાખ્યુ=પીઠપર મૂકયુ | (હીરા, માણેક, મોતી વગેરે) | સાક્ષી=સાહેદ |
| ધારી ધારીને=તાકી તાકીને | ફકીર=સાઈ, મુસલમાન | જાદુગર=જત્ર મત્ર કે અજાએબી ભરેલા |

| | | |
|---|---|---|
| ખેલ કરનાર, છલની | હોય એવુ | નાજ ઝરેતી |
| સજા=શિક્ષા | આડુ=વાંકુ | વેરાય=કણ છુટા પડે |
| નવાઇ=અચરતી, અચબો | લ ગડુ =ખોડુ | ઢોળાય=છલકાય |
| જાદુ=ઇલમ | અનુમાન=વિચાર કરીને | શાબાશી=ધન્યવાદ |
| ગમ=બાજુ | અટકળ કરવી તે | ફેર=તફાવત |
| કાણુ=એક આખ ફુટેલી | સમણતી=ગણગણુ અ | ટેવ=મહાવરો |

**સવાલ**—ફકીરને રસ્તામા કોણ મળ્યુ ? ફકીરને કેવી ટેવ હતી ? ફકીરનુ અનુમાન ખરૂ હતુ કે ખોટુ ? ફકીર ગુનેગાર હતો કે નહિ ? ફકીરે ઊંટ વિષે શી શી હકીકત કહી ? રાજાએ ફકીરને શા માટે છોડી દીધો ? અવલોકન કરવાની ટવથી શુ ફાયદો ? **સાર**—દરેક માણસે હરેક વસ્તુ બરોબર જોવાની તથા તે ઉપર વિચાર કરવાની ટેવ પાડવી

**પાઠ ૯.**

| | | |
|---|---|---|
| | ભલામણ=સિફારસ, | રીતભાત=ચાલચલગત |
| ભલામણપત્ર=સિફારસ | લાગવગ | ઓળ ગી=વટાવી |
| નો કાગળ | લાયકી=લાયકાત | ચોકસ=સાવધ, સ ભાળ |
| ઉમેદવાર=ઉમેદ ગખનાર | લૂછી=સાફ કરી | લઇ વર્તનાર |
| ખોળ=શોધ | જાજમ=જાડુ બિછાનુ | કાળજીવાળો=ખ તીનો |
| વર્તમાન પત્ર=ચાલતા | વ્યવસ્થા=સારી ગોઠવણ | ધક્કા=હડસેલા |
| વખતના સમાચારનુ | સ્વચ્છતા=ચોકખાઇ | પ્રયત્ન=વધારે મહેનત |
| છાપુ, ન્યુસપેપર | દીસી=દેખાઇ, જણાઇ | શાંત=ધીરજવાળો |
| જાહેર ખબર=છપાવીને | વિચારવ ત=સમજુ | લક્ષણ=ટેવ, આ દત |
| ખબર આપવી તે | સ્થિતિ=હાલત, દશા | મરોડદાર=સારા વલણ |
| પસદગી=પાચ | વિનય=નમ્રતા | વાળા |
| મહેરબાની=કૃપા | સભ્યતા=સલુકાઈ | રેતદાની=રેતી ભરવાનો |

| | | |
|---|---|---|
| ખડીઓ | ખુલ્લુ—દેખીતુ | |
| સાવધ=હોશિયાર | તોલ=પરીક્ષા, તુલના | |

**સવાલ**—શેઠીઆને ત્યા કેટલા ઉમેદવારની અરજી આવી ? તેમાથી કેટલા પાસ થયા ? શેઠે કેવી રીતે પરીક્ષા કરી તે કહો અક્ષર કેવા લખવા જોઇએ ? વખાણ કેવુ જોઇએ ? જે ઉમેદવાર પાસ થયો, તેમા કયા કયા ગુણ હતા ? તેની પાસ ભલામણ પત્ર હતો કે નહિ ?

**સાર**—દરેક માણસને નોકરી પર રાખતા પહેલા તેના ભલામણપત્ર ઉપર આધાર ન રાખતા તેને પોતાની મગાવી જાતે તેની ખાતરી કરવી

| | | |
|---|---|---|
| **પાઠ ૧૦.** | પર્યંત=સુધી | કાઢવી તે |
| ગુજરી ગયા=મરી ગયા | ભાષણ=બોલવુ | કડી=ડોકમા પહેરવાનુ સોનાનુ ઘરેણુ |
| સંકટ=દુ ખ | ગુમાસ્તો=મહેતો | વીસરી=ભુલી |
| ઘરેણાગાઠા=ઘરેણા વગેરે | અદેખાઇ=ઝેર, કાનો | દળદર=ગરિબાઇ |
| વેચી સાટી=વેચી કે બદલો કરી | વિરુદ્ધ=સામુ, ઉલટુ | રિટાડીએ=મટાડીએ |
| સાધન=સાહિત્ય | કસોટી=તોલ, પરીક્ષા | બોધ=ઉપદેશ |
| સમયે=વખતે | સોદો=માલ, સામાન | સંતાન=છોકરૂ |
| ઉદ્યમે=ધંધે | ભાવતાલ=કિંમતની પડપુછ | નિષ્કત=માલમતા |
| જિંદગીપર્યંત=મરતાસુધી | રવાદારગી=છુપી ચલાવી | વારસ=હકદાર |

**સવાલ**—જગમોહન કેવો છોકરો હતો ? તેની સ્થિતિ કેવી હતી ? એવી સ્થિતિ આવવાનુ કારણ શુ ? જુના ગુમાસ્તાની ચાડીથી શેઠના મનપર શુ અસર થઇ ? શેઠે જગમોહનની પરીક્ષા કરવા માટે શુ કર્યું ? જગમોહન ઉપર વધારે વિશ્વાસ શાથી બેઠો ? જગમોહનમા કયો ગુણ હતો ? જગમોહનને તેના ગુણનો બદલો મળ્યો કે નહિ ?

| | |
|---|---|
| **પાઠ ૧૧.** | સંસાર=દુનિઆનો વહેવાર |

દરવેશ=ફરતો ફકીર, એક જગ્યાએ સ્થિર નહિ રહેનાર ફકીર
ત્યાગ કરીને=તજીને
તાણ=તંગાશ, ખોટ
ફાટી નીકળતો=ફેનાતો
એકાંતવાસ=એકાંતમાં રહેવું તે
સારવાર=મનદાસ
આખરઅવસ્થા=મરવાનો વખત
દિલાસો=ધીરજ
નામીચો=પ્રખ્યાત
બદમાસ=હરામખોર
સંખ્યાબંધ=ઘણાજ
લૂટફાટ=માર મારી લૂટી લેવું તે
પવિત્ર=શુદ્ધ
દુરાચરણ=ખરાબ ચાલ ચલગત
ધર્મિષ્ઠપણું=ધર્મ પ્રમાણે ચાલવું તે
અમર=અચળ, કાયમ
રસ્તો=ઉપાય, ઇલાજ
અશક્ય=થઈ શકે નહિ એવું
મુશ્કેલ=કઠણ, અઘરું
ટોચ=શિખર
બોજો=ભાર
કલ્યાણ=ભલું
લૂટ=ખુલ્લી રીતે માર મારીને લઈ લેવું તે
ફરમાન=હુકમ
માથે ચઢાવી=કબુલ કરી
વર્તણુક=ચાલચલગત

**સવાલ**—દરવેશની નામના શાથી થઈ ? લુટારા પાસે કેટલા માણસો, ગુલામ તથા દોલત હતી ? એ દોલત તેણે શી રીતે મેળવી હતી ? દરવેશે ત્રણ પથરા શા માટે ઉંચક્યા કર્યું ? લુટારો ખરો સુખી હતો કે નહિ ? એ ક્યારે ખરો સુખી થયો ? **સાર**—આપણે બીજાના દુઃખ મટાડવા માટે પ્રયત્ન કરવો.

**પાઠ ૧૨.**

ખોટ=જુઠા
અજ્ઞાની=સમજણ વગરના
ધારે=માને
ભૂત=મરી ગયા પછી કોઈ માણસ પ્રેત રૂપ થાય તે
ઝોડઝડપથી=ભૂતના સપાટામાં આવવાથી
અરસામાં=દરમિઆનમાં
જીવ ભમી આવ્યો=ચકરી આવી
ચપટી ચપટી=જરા જરા
કડક=સખત
કરડી=સખત, આકરી
અંગારા=સળગતા કોયલા
ઉંધો=અવળો
ચોંટી=વળગી
મંદવાડ=રોગ
પ્રયોગ=અમુક સાધન

વડે કંઇ કરી બતાવવું તે, અખતરો
ચીસ=બરાડા
સોડે=પીમળે
ફાટી જાય=દૂધ ને ચોખા જુદા પડી જાય
ઉતરી જાય=બેસ્વાદ લાગે
કસર=ખામી
જુગતીથી=તદબીરથી; યુક્તિથી
ભિનાશવાળી=ભેજવાળી, શરદીવાળી

**સવાલ**—વહેમી લોકોમા કઇ કઇ જાતના વહેમ ચાલે છે? વહેમ ટાળવાને માટે કયા કયા પ્રયોગ કરશો? નજર લાગવાનો દાખલો આપો કુલ્લીનો પ્રયોગ શી રીતે કરશો? નજર બાધે છે ત્યારે થાળી સાથે વાડકો ચોટી જવાનુ કારણ શુ? નજર બાધવાથી રોગ સારો થાય છે કે નહિ? રોગ શાથી સારો થાય છે? પાપડ બગડવાનુ, દૂધપાક ફાટી જવાનુ, અથાણુ બગડી જવાનુ કારણ શુ?

## પાઠ ૧૩

નજરે પડે છે=દેખાય છે
એકાએક=ઓચિંતું, એકદમ
મૂઠ=ચોટ
જીવ=જીવાત,
સળો=જીવાત, જીવડા
અદાવત=દુશ્મનાઇ, વેર
ભુવો=ભૂત કાઢનાર
ઉતાર=ધાન્ય વગેરે ભૂત પ્રેત કાઢવા માટે માથે ઉતારી ચકલે મૂકવામા આવે છે તે
ભોપાળુ=પોકળ, જુઠાણુ
ડાકણ=ખરાબ નજરની સ્ત્રી, ભૂત થએલી સ્ત્રી, ચુડેલ
ચાળા=નિશાની
મસાણ=મુડદા દાટવા બાળવાની જગા
ઠુંઠુ=ડાળા પાદડા વગરના ઉભેલા ઝાડનુ થડ
ધડકે છે=ધબકે છે
શોરબકોર=ઘુમાટ
વીગત=વાત
વિખ્યાત=પ્રખ્યાત
મ છા[illegible]ઝા
મ ઝાભૂત=મનની [illegible] એજ ભૂત
રા કા ડાકણ=વહેમ એજ ડાકણ
કહેવત=કહેતી
વશીકરણ=વશ કરવાની વિદ્યા
શુકન=ધાર્યું થવાના ચિહ્ન
અપશુકન=નઠારા શુકન
તપાસ=શોધ,

**સવાલ**—ઝાડને મૂઠ મારેલી ક્યારે કહેવાય? ઝાડ જડમૂળમાથી

એકાએક શા કારણથી પડી જાય છે? ભુવા લોકો મૂઠ ઉતારવાને કયો પ્રયોગ કરે છે? ભૈરાઓ શા કારણથી ધૂણે છે? મસાણ કાંડે ભડકા કયા કારણથી દેખાય છે? શહેરમા કે ગામમા ભડકા શા માટે નથી દેખાતા? તમે વહેમને ખરા માનો છો કે ખોટા? ખોટા માનો છો તો તેનાં કારણ સમજાવો વશીકરણ એ શુ છે? શુકન એ શુ છે?

**સાર**—કોઇપણ જાતનો વહેમ રાખવો નહિ, વહેમ રાખવાથી શરીરમા બેચેની થાય છે, અને તેથી રોગ આવે છે **સમજુતી**—જેથી પવન આવ્યો તેથી નળીઉ ખસી ગયુ (એટલે સહેજ અવાજ થયો) તે સાભળી કુતરૂ ભસવા લાગ્યુ, તેથી (ત્યા ઘણા માણસો એકઠા થયા) ત્યા ઘણોજ અવાજ થયો તેમા કોઈ માણસ કહે છે કે મે ચાર નાસતો જોયો, એવી ખોટી વાતને લોકો જમાવીને પ્રખ્યાત કરે છે અખો કહે છે કે ભાઇઓ વહેમની વાતો એવી હોય છે

**પાઠ ૧૯**

તાગ=છેડો, અંત
અપાર=પાર વગરનુ
વાવાઝોડુ=પવનનુ તોફાન
તૂટી પડશે=નીચે પડશે
કાટકા=કડાકા, ગડગડાટ
ચિરાઇ=ફાટી
ભયંકર=બિહામણા
બનાવ=બીના
અતિવૃષ્ટિ=ઘણો વરસાદ
કરા=બોર જેવા પાણીના

બંધાયલા ટીપા
હિમ=ઘણી ટાઢ
ધરતીકંપ=જમીનનુ હાલવુ તે
જ્વાળામુખી=બળતા મ્હોવાળો
આનંદકારી=ખુશકારક
મંદ મંદ=ધીમો ધીમો
નિરંતર=હમેશાં
માફક=અનુકૂળ
અદ્ભુત=નવાઇ જેવુ
ચમત્કારી=નવાઇ જેવુ

દંગ=મૂઢ, તાજુબ
દંગ થઇ જઇએ છીએ=અક્કલ કંઇ કામ કરતી નથી
છેવટ=આખર
અનંત=પાર વગરના
ગોળા=મોટી છોળો
મેંજા ઉતરી જાય=ઓટ થાય
છાયા=પડછાયો
સ્વપ્નવશ=સ્વપ્ના આવે એવી સ્થિતિ

આત્મા=જીવ | ખોળીઆમાથી=શરીરમાથી

**સવાલ**—આકાશનો છેડો કયા છે ? તારા કેટલા છે ? તારા આપણી પૃથ્વી કરતા મોટા છે કે નાના ? મોટા છે તો નાના શા કારણથી દેખાય છે ? પૃથ્વી મોટી કે આકાશ ? વીજળી શુ છે ? ધરતીકપ શા કારણથી થાય છે ? ભયકર બનાવો ગણાવો આપણા શરીરમા કયા કયા ચમત્કારી બનાવો બને છે ? સ્વપનુ એ શુ છે ?

| | | |
|---|---|---|
| **પાઠ ૧૫.** | બ્રહ્માડ=પૃથ્વીનો ગોળો | અમુક=હરેક, ચોક્કસ |
| સત્ત=બળ, શક્તિ | સમર્થ=જોરાવર | આધારે=આશરે |
| હિસાબમા=ગણતરીમા | કાર્યો=કામ | હેતુ=મતલબ |
| અમલ=હુકમ | ખાતરી=ભરોસો | ઋતુ=મોસમ |
| ઇંદ્રિયે=જે વડે જ્ઞાન અને કર્મ થાય છે તે (જ્ઞાનેન્દ્રિય પાચ છે જેમકે આખ, કાન, નાક, જીભ, ચામડી કર્મેદ્રિય પાચ છે જેમકે મો, હાથ, પગ, ઉપસ્થ ગુદા ) | વ્યાપી=ફેલાએલો | નિયમસર=મુકરર કરેલા વખતે |
| | સર્વ શક્તિમાન=બધી શક્તિવાળો, બધી વાતે પુરો | ન્યાયી=ઇનસાફી |
| | | દયાળુ=દયાવાળો |
| | સર્વવ્યાપી=બધે ફેલાએલો | આરોગ્ય=તદુરસ્ત |
| | સર્વજ્ઞ=બધુ જાણનાર | મોસનુ=ખમનુ, વેઠવુ |
| | આપોઆપ=પોતાની મેળે | પાપ=ઇશ્વરની આજ્ઞાથી ઉલટુ કરવુ તે |

**સવાલ**—પૃથ્વી ઉપરના પદાર્થોનો અનુભવ આપણને શાથી થાય છે ? ઇંદ્રિયો કેટલી જાતની છે અને કઇ કઇ ? આ જગતની રચના કોણે ઘડી છે? પરમેશ્વરને મોટો અને જોરાવર શાથી સમજવો ? પરમેશ્વર સર્વશક્તિમાન, સર્વવ્યાપી અને સર્વજ્ઞ શાથી કહેવાય છે ? જગત જે નિયમો વડે ચાલે છે એ નિયમો કોણે બાધ્યા છે ? જગત કયા બે મોટા નિયમોને આધારે ચાલે છે ? એ નિયમોના નામ

કહો પરમેશ્વર ન્યાયી, માયાળુ અને દયાળુ છે એ તમે શાથી કહો છો ? પરમેશ્વર ક્યારે નારાજ થાય ? પાપ એટલે શું ? ઇશ્વરી નિયમો પાળવાથી ફળ શું ? **સાર**—પરમેશ્વર સર્વવ્યાપક, સર્વશક્તિમાન, સર્વજ્ઞ સમર્થ, ન્યાયી, માયાળુ ને દયાળુ છે

**પાઠ ૧૬.**

ધ્રુવ=ઉત્તાનપાદના પુત્ર
નિસાસો=આશા ભગ્ન થયેથી જીવને જે અકળામણ થાય છે તે
વિમાસે=વિચારે
કેરો=છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય " નો
રાજીઓ=રાજા
રાજન=રાજા
નરપતિ=રાજા
સુણો=સાંભળો
પૃથ્વીપતિ=જગપતિ, રાજા
હૈડે=હૈડામાં
નમાય=વેઠાય નહિ
ધરો=રાખો
પ્રજા=રૈયત
ઉદર=પેટ
મેહ=વરસાદ
માગ્યા મેહ=જોઇતો વરસાદ
તમદેશ=તમારા મુલકમાં
વેશ=દેખાવ
લીલા=આનંદ
લીનારાજ=આનંદ રાજ
ભોગવો=ચલાવો
સોય=તે
વચન=બોલ
સધીર=ધીરજવાળા
નયણે=આંખોએ
વહે=રેલો જાય
નયણે વહે અતિનિર=આંખમાંથી ઘણાં આંસુ પડે
વદે=બોલે
રૂદે=મનમાં
ટાળો=મટાડો
દયાળ=દયાળુ
સંચર્યો=ગયો
મૂઢમતિ=મુર્ખાઇ
પરવરી=ચાલી, નીકળી
અપરાધ=ગુનો
મંદમતિ=ઓછી અકકલ
દુભવ્યો=નારાજ કીધો
સાધ=સાધુ સજ્જન
પરહર્યા=તજ્યા
ચૂટ=વિકટ, બિહામણું
વિકાળ=ભયંકર, બીક લાગે એવા
કિરણ=સીધી લીટીમાં પડતો પ્રકાશ
સંચર્યું=ગયું
નીરખું=જોઉં
અજસુત=નારદ, બ્રહ્માના પુત્ર
ભૂપત ભણી=રાજા પ્રત્યે
કુળ=વંશ
ઉદરે=પેટે, કુખે
નગર=મુલક
અવાસ=રહેઠાણ

| | | |
|---|---|---|
| ચરણે ચાપી=પગે દાબી | નીરખે=જુએ | સફળહવો=સાર્થક થયો |
| નિશદિન=રાત દહાડો | તન=શરીર | તારણહાર=તારનાર |

## પાઠ ૧૬ ધ્રુવજીના બાપ અને નારદ ઋષિ

ધ્રુવજીના પિતાને નિસાસા નાખતા જોઇને નારદ ઋષિ મનમા વિચાર કરે છે, કે હે! રાજા તુ પોતે દુનિયાનો માલીક છે, પછી તમને શુ દુ ખ છે? નારદ ઋષિ કહે છે કે હે! રાજા, તમે સાભળો, તમે મોટા રાજા છતા તમને આટલુ બધુ શુ દુ ખ છે, કે હૈડામા શ્વાસ પણ માતો નથી?

તમારો દેખાવ આમ્થાથી સેવા કરવા લાયક છે તમે ચેતનુ પોષણ કરો છો, તમારા દેશમા, જેવો જોઇએ તેવો વરસાદ આવે છે, છતાં આટલુ દુ ખ શા વાસ્તે રાખો છો? (૧) તે આબાદ રાજ ભોગવો, તને તે કાઇ દુ ખ હોય? એવા ધીરજ આપનારા વચન નારદ ઋષિએ કહ્યા તોપણ રાજાની આખમાથી ઘણા આસુ પડે છે (૨) રાજા એમ કહે છે કે ઋષિ સાભળો મારો છોકરો જગલમા ગયો છે, તેથી મારે મન ઘણુ દુ ખ થાય છે, માટે તમે દયાળુ તે દુ ખ મટાડો. (૩) મે બહુ મુર્ખાઇ કરી તેથી બાળક વનમા જતો રહ્યો મે ઓછી બુદ્ધિવાળાએ એ પવિત્ર માણસનુ મન નારાજ કર્યું, એવો મે ગુનો કીધો છે (૪) એ કારણથી મે બધી મોજમઝા અને સુખના સાધન છોડી દીધા, તેથી મે નિસાસા નાખ્યા અને મને ચિતા થાય છે કે, બિહામણુ વિકટ જગલ હશે ત્યા મારો છોકરો એકલો કેમ રહેશે? (૫) જેનુ મો ઘણુ કોમળ છે એટલે જે ઘણો નાજુક છે, તે સુરજનો સીધી લીટીનો પ્રકાશ કેમ વેઠશે? (સુરજનો તાપ શી રીતે વેઠશે?) મારૂ બધુ સુખ ધ્રુવજી સાથે ગયુ તેથી હુ નિસાસા નાખુ છુ (૬) તમે દયાળુ તે દુ ખ મટાડો કે જેથી એકવાર છોકરાને મારી નજરે પ્રત્યક્ષ જોઉ, રાજાના એવા વચન સાભળીને નારદ ઋષિ

રાજા પ્રત્યે બોલ્યા (૭) રાજા તારા વંશમા પુત્ર જન્મ્યો તેથી તારી જિંદગીને ધન્ય છે, જે માતાને પેટે જન્મ્યો તે માતાને પણ ધન્ય છે, રાજા તને ધન્ય છે, કે તારે ત્યા પુત્ર અવતર્યો (૮) જ્યા પુત્ર જન્મ્યો છે, તે શહેરને, અને તે મહેલને પણ ધન્ય છે, જે માણસને પ્રભુની સોબત છે, તેને પણ ધન્ય છે જે ધરતી પર પગ મૂકીને પ્રભુજી ચાલે છે ત્યા તે ધરતીને પણ ધન્ય છે એમ કહીએ (૯) તે પક્ષીને અને જંગલને ધન્ય છે, કે રાત દહાડો પ્રભુજીના દર્શન કરે છે હે રાજા તારૂ જીવ્યુ સાર્થક થયુ, કે તારે ત્યા એકોતેર પેઢી તારનાર જન્મ્યો છે (૧૦)

**પાઠ ૧૭.** રહેતો પત્થર

આગબોટ=વરાળથી ચાલતુ મોટુ વહાણ
વિલાયત=ઇંગ્લાંડ
ખાસ=મુખ્ય
ખલાસી=વહાણ ચલાવનાર
એકંદરે=કુલ
ભરદરીએ=દરીઆની અધવચે
મુસાફરી=સફર
હંકારવામા=ચલાવવામા
સપાટી=ઉપલો ભાગ
ખડક=પાણીમા ટેકરી
ગાબડુ=મોટુ કાણુ
કપ્તાન=આગબોટનો વડો અમલદાર
વીર=બહાદુર
અ[illegible]=વખત
ગડગડાટ=ધુમાટ, શોર બકોર
પડઘમ=એક વાજીત્ર,
તુતક=આગબોટનો આમુખે ઉપલો ભાગ
દૃઢ મનથી=પાકા નિશ્ચયથી
ખડખડાટ=ખડખડાટ
સાહસ=અવિચારી કામ
ડોલ=સઢ ચઢાવવાનો થાંભલો
જળચર=પાણીમા રહેનાર
ફરજ=ધર્મ, કર્તવ્ય
અમર=કાયમ, અચળ
યાદગીરી=નામના
કીર્તિસ્તંભ=યાદગીરી રહેવાને માટે ઉભો કરેલો ચણતરનો થાંભલો

**સવાલ**-આગબોટમા બધુ મળી કેટલા માણસો હતા? નજીક

આવી પહોચ્યા એટલામા શુ થયુ ? કોને ને લશ્કરના અમનદરે શુ કર્યુ ? કેટલા બચ્યા ? જળચર પ્રાણીના નામ શો ખનાની અને સિપાઈઓનુ નામ શાથી અમર રહ્યુ ? એમનુ નામ અમર રાખવા માટે કોણે શુ કગર્યુ ? **સાર**—દરેક મણુસે પોતાની ફરજ ખરા અતઃકરણથી બજાવવી

**પાઠ ૧૮.**

| | | |
|---|---|---|
| ફરતો=ચોગરદમ | અજાયબ તરેહનો=નસાઈ જેવો | આગીઆ=કાંણાવાલા |
| કોટ=કોથી બાધેલી ઉચી જાડી મજબુત દિવાલ | દહાડાને અતે=સાજે | ઝારી=નાળવાળો લોટી |
| કામેલ=હોશિયાર | ચણતર=ચણવાનુ કામ | ઇલમી=જાદુગર, મત્ર જાણનાર |
| મિસ્તરી=મુખ્ય કડીઓ કે સલાટ | ભેદ=છુપી વાત | નિર્ભય=ભય વગરનુ |
| સુલતાન=મુસલમાન રાજા, પાદશાહ | હીકમત=યુક્તિ, તદબીર | સ્થાન=ઠેકાણુ |
| | બેઠકે=મુકામે | કબુલાત=વચન |
| | ઇલમ=જાદુ | |
| | બેશક=નક્કી જરૂર | |

**સવાલ**—અહમદશાહ કોણ હતો ? તેણે કયુ શહેર વસાવ્યુ ? કોટ બધાતો હતો તે પાછો ઉખડી શા કારણથી જતો હતો ? ઉખડી જવાનુ કારણ સુલતાનના જાણવામાં આવ્યુ ત્યારે તેણે શુ કર્યુ ? માણેકનાથ કોણ ? અમદાવાદમા તેની જગા હાલ ક્યા છે ?

**પાઠ ૧૯.**

| | | |
|---|---|---|
| પ્રમાણિક=વાજબી રીતે ચાલનાર | આડુ અવળુ=જાડુ | સદ્બુદ્ધિ=સારી બુદ્ધિ |
| કટાળો=તિરસ્કાર, ત્રાસ | વ્યાજવટાવ=વ્યાજ વગેરે | તત્કાળ=તરતજ |
| નામુ ઠામુ=લેણદેણનો હિસાબ | વટાવ=નુકસાની લેવી અથવા આપવી તે | ફુલાતો=ખુશ થતો |
| | દફતર=ચોપડા | અણે=એ, અરધા |
| | ખિન્ન=દુ ખી, દીલગીર | બનીઆ=વાણીઆ |
| | | સવ બે=અરધા ચાર |

| | | |
|---|---|---|
| બતા=દેખાડ | ચાબુક=ચાબખો | પામળી=મૂર્ખ |
| ફીધર=ખ્યા, કય ઠેકાણે | ફેરવી તોળ=વાત ફેરવ | કરતો હરતો=કારભારી |
| આનાકાની=હા ના | જીસનુ=જેને | સાખ=આબરૂ, વટ |

**સવાલ**—છગનને દુકાનનુ કામ જોઇ કંટાળો આવવાનુ કારણ શુ ? દુકાનમા એક દિવસ શી બીના બની ? પટેલનો હિસાબ કેવી રીતે ગણ્યો ? થોડીવાર પછી બીજો શુ બનાવ બન્યો તેનુ પરિણામ શુ આવ્યુ ? નીઓ વાણીઅને મૂકીને કેમ જતો રહ્યો ? ગુમાસ્તાને શેઠે શા માટે કાઢી મૂક્યો ? શેઠની શાખ શાથી વધી ? ગુમાસ્તાને ઠગાઇનુ શુ ફળ મળ્યુ ? **સાર**—કોઇને પણ ઠગીને લેવાની દાનત રાખવી નહિ કોઇની મશ્કરી કરવી નહિ હમેશા પ્રમાણિકપણે ચાલવુ

| **પાઠ ૨૦.** | નકશો=ગામ કે દેશનો ચીતરેલો નમુનો | વ કાવુ=મેળ ન રાખવો |
|---|---|---|
| ખરૂ કામ=વ્યાજબીકામ | | શરમ=માન, સહે |
| છાની ચલાવનાર=હિ મ-તવાન | મશ્કરી=મજાક | હાંસી=મજાક, મશ્કરી |
| | દાખલો=સિસાબ | છાપ=અસર |
| કાને=સાભળવાને | નિંદા=કોઇનુ ભુંડુ બોલવુ તે | ચાહે=ઇચ્છે |
| આર=ભમરડાની નીચે લોઢાની પતળી સળી હોય છે તે | | ચાલ=રીતભાત વર્તણુક |
| | મોઢુ ઉતરી ગએનુ=ઝંખવાએલો | કજીઓ=કંકસ, ટંટો, ફિસાદ |
| અણબનાવ=અબનાવ | કસુર=વાંક, ખામી, ભૂલ | દુર્ગુણ=અનીતિ |

**સવાલ**—જયાનંદને જીવણગામ,ચુનીલાલ અને મહેતાજીના છોકરા સાથે અણબનાવ થવાનુ કારણ શુ ? એમા વાક કોનો હતો ? જયાનંદના વખાણ મહેતાજીએ શા માટે કર્યા **સાર**—હમેશા વાજબી રીતે ચાલવુ કોઇની પણ શરમ રાખવી નહિ

| **પાઠ ૨૧.** | વિક્રમાજીત=જીતાય નહિ એવો વિક્રમ |
|---|---|

| | | |
|---|---|---|
| અજીત=જીતાયનહિએવો | મારી નાખવુ તે | હજામ=વાળંદ |
| મેવાડ=ઉદેપુર (રજપુસ્તાનમા છે) | નિર્દોષ=બીનગુનેગાર, અપરાધ વિનાનો | આશરો=મદદ, સહાયતા |
| | | ભાળ=તપાસ, પત્તો |
| કુટેવ=નઠારી ટેવ | દયાજનક=દયા ઉપજાવે એવા | રક્ષણ=સંભાળ |
| વ્યવસ્થા=ગોઠવણ | | જીવ્યુ=જિંદગી |
| પટાવતો=રાજ્યના મુખ્ય સરદારો | પીગળવુ=પોચુ થવુ, દયા આવવી | સાર્થક=સફળ |
| | | સર્વસ્વ=સઘળુ |
| ઠાર મારવુ=જીવ લેવો | ઘાતકી ક્રૂર. નિર્દય | સપુરત=સોપણ |
| ધાવ=ધવરાવનાર બાઈ | વર્ણન=બયાન, હકીકત | ચર્ચાય=ફેલાય, પ્રસરે |
| દાવો=હક | કંપાત=વણ રડવુ કકળવુ તે, ગડારોળ | પરિણામ=ફળ, છેવટ |
| રણવાસ=રાણીઓને રહેવાનીજગા,જનાનખાનુ | રાજભક્ત=વફાદાર | હદવાળી=આખર કરી |
| | | પન્નુ=એક જાતનું કીમતી રત્ન |
| યોજવા=કરવા | કઠણ હૈયુ=દયા વગરનુ મન | |
| બાળહત્યા=બાળકને | | |

**સવાલ**—વિક્રમાજીતને શા માટે મારી નાખ્યો? ઉદેસીંગ કોનો છોકરો? ઉદેસીંગનો જીવ લેવાને વનવીર શા માટે ધાયુ? ઉદેસીંગનો બચાવ કેવી રીતે થયો? પન્નાએ ઉદેસીંગને કોને સોપ્યો? શેઠે ઉદેસીંગને રાખવાનુ કારણ શુ? **સાર**—આપણી ફરજ ખરા અંતઃકરણ પૂર્વક બજાવવી અને તે બજાવવામા પાછી પાની કરવી નહિ

| | | |
|---|---|---|
| **પાઠ ૨૨.** | સૈકો=સો વરસનો કાળ | નિશ્ચે=નક્કી નિરાધાર |
| પ્રાંત=ઘણા જિલ્લા, એજન્સિ અને સંસ્થાન મળીને થએલો ગવર્નરના તાબાનો ભાગ | સુકાની=સુકાન ફેરવનાર | બચવાના=ઉગરવાના |
| | ગફલત=બેપરવા | ઇરાદો=મનસુબો, વિચાર |
| | ખડક=પાણીમા ટકાએલો પત્થર | નીમ્યો=નીમણુક કીધી |
| | | યુક્તિ=તદબીર, કળા, |

હિમ્મત
સંખ્યા=ગણતરી
માન્ય રાખી=કબુલ કરી
મોતને શરણે ગયા=મરી ગયા
આજીજી—કાલાવાલા
રાહ=વાટ, વાર
શિર=માથુ
એકલદોકલ=એકલો
ચિંતા=ફીકર, ધાસ્તી

છાતી ભરાઈ આવી=રડવુ આવ્યુ
ઉત્તર=જવાબ
કબુલ કર્યું=માન્યુ
સંસાર માંડયો નથી=મૈરી પરણ્યો નથી
કોડ=હોસ, ઉમંગ
નિયમ=ઠરાવ
બાઝી=વળગી
આગ્રહ=હઠ, કાલાવાલા

છક=દિંગ, ચકિત
હડસેલી મૂકયો=ધકકો મારી ફેંકી દીધો
બંધુ=ભાઇ
ધર્મ=ફરજ
બંધુધર્મ=ભાઈ તરીકેની ફરજ
સહીસલામત=સુખરૂપ
યોજના=ગોઠવણ

**સવાલ**—ગોવા કયાં છે? ગોવામાં હાલ કોનું રાજ્ય છે? પોર્ટુગીઝ લોકો કયાના રહેવાસી? વહાણ શાથી ખડક સાથે અથડાયુ? ખોરાક વધારે દિવસ ચલાવવા માટે નવા કપ્તાને શુ યોજના કરી? ચોથી ચિઠ્ઠીમાં કોનું નામ નીકળ્યુ? તે પાણીમાં પડયો કે નહિ? નહિ પડવાનું કારણ શુ? એના ભાઇને પડવાની શા માટે રજા આપી? તે મરી ગયા કે નહિ?

**સાર**—ભાઇઓએ એક બીજાપર હેત રાખવુ જોઇએ

**પાઠ ૨૬.**

ચિત્રશાળા=ચિત્ર શીખવાની નિશાળ
ચિત્ર=છબી
ઉપરના=ઉપલા
ચિત્રકળા ચિત્રકામ
શ્રેષ્ઠ=ઉત્તમ, સૌથી સરસ
તોલે=બરોબરીમાં

અદેખો=બીજાનું સારૂ જોઇ બળે એવો
સમાન=બરોબર
કીર્તિ=આબરૂ, માન
કલક=એમ, બહો
અનેક=એકથી વધારે, ઘણા
ગપ્પાં=જુઠી વાતો

દિનપરદિન—દરરોજ
હરિફાઇ=બરોબરી,
નકલ=ઉતારો કોપી
બળિયેલ=બીજાનુ સારૂ જોઇ મનમાં બળે એવો
વખોડવુ=ખોડ કાઢવી
વડાઇ=મોટાઈ માન
જન્માષ્ટમી=શ્રાવણ વદ

| | | |
|---|---|---|
| ગોકળ આઠમ કૃષ્ણનો જન્મ દિવસ | બાળા=છોકરી | ચિત્રકાર=ચિતારો |
| અદેખાઈ=ઇર્ષા, વેર | માખી=ખમી, સહન કરી | બેદરકારી=બેપરવા |
| પક્વ=પાકું કે તેથી વધારે માણસની મંડળી, વાતો બનાવનાર, નવાદ | શોભા=ખૂબસુરતી | ઉત્તેજન=પુષ્ટિ, મદદ |
| કળા=હુનર, કસબ | શાંત થયું=નિરાંત વળી | ઉત્તેજન દાખલ=ઉત્તેજન માટે |
| કોયો=કલ્પના કીધી, ધાર્યો | દસ્તા=દાનહવાલ, વળે | અભિપ્રાય=વિચાર, મત |
| ટાપુ=બેટ | રૂબરૂ=હજુર | નિરાશા=નાઉમેદ |
| | પીંછી=ચીતરવાની કલમ | વીલેમોઢે=ફિક્કે ચહેરે, ઝંખવાણો પડીને |
| | છુપી=છાની, ગુપ્ત | અદેખાઇનું મો બાળો=અદેખાઇ ન કરો |
| | પીંછી છુપી ન રહે=કામ જણાઇ આવે | |
| | ઠરાવ=નિશ્ચય | |

**સવાલ**–ચિત્રશાળામાં શું શીખવાય છે? ઉપલા વર્ગમાં કેટલા વિદ્યાર્થી હતા? ચિત્રકાળમાં કોણ હુંશિયાર હતું? એની હોશિયારી જોઇ કોણ અદેખાઇ કરતું અને કોણ તેની બરોબરી કરવા પ્રયત્ન કરતું? ત્રિભુવનની આબરૂને કલંક લગાડવા માટે કોણે શી યોજના કીધી? પ્રાણજીવનનો સ્વભાવ કેવો હતો? ચિત્રશાળમાં શી જાહેર ખબર ચોઢેલી હતી? દરેકે ઈનામ મેળવવા માટે તેવી તરેહના ચિત્ર કાઢ્યા? કોનું ચિત્ર સૌથી સારું હતું? ઇનામ કોને મળ્યું? એ ઇનામના પીંછીઆ કોને આપવામાં આવ્યા અને શા માટે? પ્રાણજીવનને નિશાળમાંથી શા માટે કાઢી મૂક્યો? **સાર**—જે પોતાનું ભલું ચાહતા હોય તેમણે હમેશાં હરિફાઇ કરવી પણ અદેખાઇ કરવી નહિ

| | | |
|---|---|---|
| **પાઠ ૨૪.** | સ્નેહ=હેત, પ્રીતિ | કુવાક્ય=નઠારૂં વચન, નઠારા બોલ |
| સુવાક્ય=સારૂં વચન, સારા બોલ | સદૈવ=હમેશાં | જાગે=મળે, થાય |
| | વાધે=વધે, થાય | |

વિવેક=સલુકાઇ, ડહાપણ, સારા નરસાનો વિચાર
આણી=લાવી
ચાર=ભ છ
ઉચાર=બોલ, શબ્દ
વિશ્વ=દુનિયા, જગત
વખાણે=તારીફ કરે, સ્તુતિ કરે, માન આપે
કીર્તિ=આબરૂ
જનો=માણસો
પડે=હલકે દરજ્જે ઉતરે, ગરિબાઇમા આવે, પડતી થાય
ચડે=મોટા દરજ્જે આવે, સુખી થાય, ચઢતીથાય
વડે=થી થકી
પ્રજા=લોક, રૈયત
પાળે=પોષ
કુડ=કુવડ
ઉચારવુ=બોલવુ
ભલી=સારી
ભલાઇ=ભલમનસાઇ
બુરાઇ=નઠારાપણુ, વેર, દુશ્મનાઇ
અમૂલ્ય=કીમતી, જેની કિમત થઇ શકે નહિ તે
મૂલ=કિમત
લગાર=થોડી
પળી=ચાગળુ
રે=અરે
માનવી=માણસ
વેણ મૂકવુ=શબ્દ બોલ્યો
ગળાય=ગળી જવાય
શુકયુ=થુકેલુ
વિમાસશો=પસ્તાશો, દીલગીર થશો
હાણી=નુકસાન, ખરાબી, પાયમાલી
છરા=બ દુકમાભરવાની ગોળી
છેદ=ઘા, જખમ
મૂઝે=માલમ પડે
કાપ=ઘા, જખમ
રૂઝ=મટે સારો થાય, નવી ચામડી આવે
કોઠી=મોટી બરણી
મટે=સારી થાય
તોપ તણો=તોપનો
ભડકો=અવાજ
હવા વિષે=હવામા
હડાકો=પડઘો, સામો અવાજ
તાણી=ખેચી
વદો=બોલો
વણશે=બગડશે
ભાર તોલ=માન, આબરૂ વકકર

## પાઠ ૨૮. વિચારીને બોલવા વિષે.

સારૂ વાક્ય બોલવાથી હમેશા પ્રીતિ વધે છે, નઠારૂ વાક્ય બોલવાથી હમેશા કજીઓ થાય છે માટે હે ભાઇ મનમા જરા સલુકાઇ લાવીને જે બોલ બોલો તે વિચારીને બોલો. (૧) સા- વાક્ય બોલવાથી

આખી દુનિયા તારીફ કરે, પણ નઠારૂ વાક્ય બોલવાથી માણુસો આપણી આબરૂ જાણે નહિ, પ્રાણીની પડતી અને ચઢતી જીભથીજ (બોલવાથીજ) થાય છે માટે હે ભાઇ જે બોલ બોલો તે વિચારી બોલો (૨) જુઓ રૈયત (લોકો) પોપટને ઘેર પાળે છે, પણ ઘુવડ પક્ષી પોતાના માળામા પણ નચિંતે સૂઇ શકતુ નથી, એજ બોલનુ કારણ જાણ માટે૦ (૩) સારી જીભથી (સારૂ બોલીને) ભાઇ ભલામન સાઇ મેળવ નઠારી જીભથી (નઠારૂ બોલવાથી) લોકો નઠારૂ બોલે છે, પછી તે ગરીબ હોય કે રાજાનો છોકરો હોય રાણી હોય તો પણ લોકો નઠારૂ બોલે છે, માટે૦ (૪) સારૂં વાક્ય બોલવાથી દૂધ, દહીં અને ઘી આપશે, અને જેની કિંમત વણી હશે તેની થોડી કિંમત લેશે, પણ નઠારૂ વાક્ય બોલવાથી કોઇ ચાંગળુ પાણી પણ નહિ પાય, માટે૦ (૫) અરે માણુસ તુ મોટેથી જે શબ્દ બોલ્યો તે જેમ તે થુકેલુ થુક ફરીથી ગળાતુ નથી તેમ તે બોલેલો બોલ પાછો ખેચી લેવાતો નથી, જો એવી વાણી હશે તો પસ્તાશો અને નુકસાન થશે, માટે૦ (૬) છરાના ઘાનો ઉપાય માલમ પડે, પણ નઠારા વાક્યનો ઘા કદી રૂઝતો નથી, (તે બોલ મનમાથી જતો નથી) જેમ કાચની કોડી ફાટી હોય તે જેમ આખી થતી નથી તેમ, માટે૦ (૭) સારો કે નઠારો તોપનો અવાજે હવામા સપાટાબધ ચાલ્યો જતો હોય, તો તમે કહો કે તેને કેમ ખેચી શકો? મતલબ કે ખેચી શકાય નહિ તેમ બોલેલો બોલ પાછો ખેચી શકાતો નથી, માટે૦ (૮) વિચારીને શબ્દ બોલો, તો કામ કદી પણ બગડે નહિ દલપતરામ કવિ કહે છે, કે જે સારા માણુસો છે, તેજ ભાર વક્કર રાખે છે મતલબ કે વિચારીને બોલે છે

પાઠ ૨૫. | સન્યાસી=બ્રાહ્મણ સાધુ થએલો હોય તે

પ્રવાસે=મુસાફરીએ
સંધ્યાકાળ=સાંજ
નગર=શહેર
સરકારવાડો=રાજકુટુંબને રહેવાની જગા
વ્યાઘ્ર=વાઘ
ચર્મ=ચામડું
વ્યાઘ્રચર્મ=વાઘનું ચામડું
આરામ=વિસામો
રાજવાડો=રાજકુટુંબને રહેવાની જગા
ભાન=સમજ, અક્કલ
માર્ગે=રસ્તે
ડોકી=ગરદન
એકાએક=ઓચિંતો, એકદમ
ગબ્બડ=શોરબકોર
સ્વામીજી=મુરબ્બીજી
મુકામ=વાસ
પરંતુ=તોપણ
પ્રભુકૃપાથી=પરમેશ્વરની મહેરબાનીથી
સવાલ જવાબ=વાદ વિવાદ
સંબંધ=બાબત, વિષે
અત્રે=અહીંઆ
સ્થિર=કાયમ, અચળ
ભેદ=તફાવત, ફેર, ફરક
આસન=બેસવાનું
રાતવાસો=રાત ગાળવી તે

**સવાલ**—સંન્યાસીએ કયાં મુકામ કર્યો? સરકારવાડાને શું સમજી મુકામ કીધો? સંન્યાસી રાજવાડાને ધર્મશાળા શા કારણથી કહેતો હતો?

**સાર**—આ દુનિયામાં આપણે મુસાફર જેવા છીએ

### પાઠ ૨૬.

નગરચર્યા=શહેરમાં ફરી લોકોની હાલત તપાસવી તે
વેશે=પોશાકથી
અચ્છે હે=સારા છો
અબે=એ
તેરા ચલે=તારું ચાલે
માર ડાલીઓ=મારી નાખજે
પાદરી=ખ્રિસ્તી ધર્મનો બોધ કરનાર
ઉપદેશ=બોધ, શિખામણ
ભાષણ=વ્યાખ્યાન
પુરાણી=ઈશ્વર સંબંધી વાત વાંચનાર
કથા=ઈશ્વર સંબંધી વારતા
ફુલાયો=મગરૂર થયો
વાણી=બોલ
રસ=લહેજત, સ્વાદ
શ્રોતા=કથા સાંભળનાર
આંસુ ધારા વહે છે=રડે છે
ભાવિક=શ્રદ્ધાળુ, આસ્થાવાળો
કોમળ=નાજુક
ફીકા પડી ગયા=ઝાંખા પડ્યા, મોં ઉતરી ગયું, ઉદાસ થયા
વતન=જાગીર
હક=માલકી, દાવો
દસ્તાવેજ=ખત, લખત
જાગીર=ઈનામમાં મળેલી

| | | |
|---|---|---|
| જમીન | મહેરબાની રાખનાર | કાયમ કરી આપ્યુ=મ- |
| જપ્ત=કબજ | તાબાપતરા=તામ્રપત્ર | હાલ રાખ્યુ, મંજુર |
| બ દેનવાજ=ગરીબપર | પ્રસન્ન=ખુશ | કીધુ, કબુલ રાખ્યુ |

**સવાલ**—અકબર બાદશાહે નગરચર્ચામા શુ શુ જોયુ ? રાજાએ નગરચર્ચા શા માટે જોવી જોઈએ ? રાજાએ દેસાઈની જાગીર શા માટે કબુલ રાખી ? પુરાણી શાથી ખુશ થયો ? પાછળથી પુરાણી ફિક્કો કેમ પડયો ?

**સાર**—રાજાઓએ-અમલદારોએ વેશ બદલી નગરચર્ચા જોવી જોઈએ

| **પાઠ ૨૭.** | નિદ્રા=ઊંઘ | ભજો=ભજન કરો |
|---|---|---|
| દુ ખ=આપદા સંકટ | સ્વામી=ધણી | સાય=મદદ |
| આણીએ=લાવીએ | હરી ગયો=છાની રીતે લઈ ગયો | અર્થ=કામ |
| ઘટ=શરીર | | સરશે=થશે |
| ઘડીઆ=બનાવ્યા | મસ્તક=માથા | ભીડ—સંકટ, આપદા |
| ટાળ્યા=મટાડયા | છેદાઈ=કપાઈ | સમર્યા=સંભાર્યા |
| નવ ટળે=નહિ જાય | લુટાણી=લુંટાઈ | અંતરજામી=મનનીવાત જાણનાર પરમેશ્વર |
| રઘુનાથજી=પરમેશ્વર | સતવાદીઓ=સાચુ બોલનારો | |
| જડીઆ=વળગ્યા | | ભાવટ=દુ ખ, જંજાળ |
| ભમ્યા=ભટક્યા, રખડયા | નીચ=હલકા | જગધરે=પૃથ્વી ધારણ કરનારે, પરમેશ્વરે |
| ભોગવ્યા=ગુમાવ્યા,ગાળ્યા | હરિને=પરમેશ્વરને | |

## પાઠ ૨૭. સુખ દુઃખ મનમા નહિ લાવવા વિષે

સુખ અને દુ ખ મનમા લાવવા નહિ, કારણ કે તે શરીરની સાથે વળગેલા છે, એ કોઈનુ મટાડેનુ મટતુ નથી કારણકે ઈશ્વરે નિર્માણ કરેલુ છે માટે સુખ અને દુ ખને મનમા લાવવા નહિ

(૧) નળરાજા જેવો મરદ નથી, ને દમયતી જેવી સતી સ્ત્રી નથી કે જેઓ અર્ધે વસ્ત્રે જ્યા અનાજ ને પાણી મળે નહિ

એવા જંગલમાં રખડયા માટે૦ (૨) પાંચ પાંડવ જેવા ભાઈઓ કે જેને દ્રૌપદી સ્ત્રી હતી, તેમણે પણ બાર વરસ વનવાસ વેઠયો, અને કોઇ દિવસ સુખે ઊંઘ્યા નહિ, માટે૦ (૩) સીતા જેવી સતી સ્ત્રી નહિ કે જેના રામજી ધણી હતા તે સતીને રાવણ લઇ ગયો તેથી સતી ઘણુ દુઃખ પામી માટે૦ (૪) રાવણ જેવો રાજા જેને મંદોદરી સ્ત્રી હતી, તે રાવણના દશ માથા કપાઇ ગયા કે બધી લંકા લુટાઇ ગઈ, માટે૦ (૫) હરિશ્ચંદ્ર રાજા સત્યવાદી હતો અને તેને તારાલોચની રાણી હતી તેણે હલકા માણસને ત્યાં પાણી ભર્યું ( મતલબ કે મજુરી કરી ) એવા ઘણા દુઃખ પડયા, માટે૦ (૬) જુઓ ઇશ્વરે આગળ ઘણી મદદ કરી હતી જેથી જણાય છે કે આપણુ કામ પણ થશે એવુ સમજીને ઇશ્વરનુ ભજન કરો, તે મદદ કરશે માટે૦ (૭) દરેકને જ્યારે આપદા પડી ત્યારે તેમણે ઇશ્વરને યાદ કીધા ત્યારે નરસિંહ મહેતાના ધણી ઇશ્વરે (શ્રીકૃષ્ણે) તેઓની આપદા ટાળી માટે૦ (૮)

**પાઠ ૨૮.**

જિંદગી સુધી=મરતા સુધી
સોદો=માલ
ભટકતો=રખડતો
ભાવ=કિંમત, મૂલ
રકઝક=તકરાર
મજલ=મુસાફરી
હેરાન=દુઃખી
ઘણે રસ્તે=ઘણે ઠેકાણે
બંદર=નદી કે દરીઆ કિનારે આવેલુ શહેર કે જ્યાથી ઘણો માલ આવજા થતો હોય તે
રાન=જંગલ
પડપુછ=તપાસ
મફત=વગર પૈસે
ટંગાઇ=લટકાઇ

**પાઠ ૨૯.**

સોદાગર=વેપારી
લાગનુજ=વખતજ
તાલ=દાવ, લાગ
ઝિલાતો=ખમાતો, વેઠાતો
ગરાસીઓ=ઇનામી જમીનવાળો રજપુત
કરગરીને=કાલાવાલા કરીને, આજીજી કરીને
પગડાયા=અફળાયા
અતિશય=ઘણો
લોભે લક્ષણ જાય=

લોભ કરવાથી આબરૂ જાય
સરિતા=નદી
નીર=પાણી
સિંધુ=દરીઓ
સમાય=સમાવેશ થાય
પૂર્ણ=પુરૂ
નવ=નહિ
તૃપ્તિ=સંતોષ
તણી=ની, છઠ્ઠીવિભક્તિનો પ્રત્યય
આશ=આશા
અંતરમાં=મનમાં
જામે=ફેલાય, થાય
જગદીશે=પરમેશ્વરે,
કરૂણા=મહેરબાની
ઘટતુ=લાયક
છતુ=સીલકમાનુ
પાસનુ=પાસનુ
ખોય છે=ગુમાવે છે

**સમજુતી**—ઘણી નદીઓનુ પાણી દરીઆમાં ભળે છે, તોપણ સમુદ્રનુ પેટ ભરાતુ નથી તેમ લોભી માણસને પૈસો મળે છે તોપણ તે સંતોષ પામતો નથી તેને પાંચ રૂપીઆ મળે છે, તો તે દસની ઉમેદ રાખે છે જેને જે લાયક હોય તેને તે પરમેશ્વરે મહેરબાની કરીને આપેલુ હોય છે, તે છતા પણ લોભી માણસ લોભમા ને લોભમા પોતાની પાસે સીલકમા હોય છે તે પણ ગુમાવે છે. **સવાલ**—લોભીઆને કોણ ઓળખતુ હતુ ? લોભીઆએ બીજે ગામથી માલ લાવવાનો ઠરાવ શા માટે કીધો ? નાળિએર માટે કયા કયા ગયો અને શું શું જવાબ મળ્યા ? લોભીઓ શાથી મરી ગયો ? **સાર**—અતિ લોભ એ પાપનુ મૂળ છે

પાઠ ૩૦.

પ્રતાપરાણો=મેવાડનો રાજા
અસલ=જુની
રાજધાની=પાટનગર
તળેટી=પહાડના મૂળ આગળની જગા
શૂરો=શૂરવીર, બહાદુર
શરણે=તાબે
ખેદ=દીલગીરી, અફસોસ
કુળ=વંશ, ઓલાદ
કન્યા=કુંવરી છોકરી
પણ=બાધા, નિયમ
પુરતા=જોઇએ તેટલા
સાધન=સાહિત્ય
આરંભી=શરૂ કરી
પરાક્રમ=બહાદુરી
સેના=લશ્કર, ફોજ
તજવીજ=તપાસ
છુપે છુપે=છાને છાને
તુટી પડતો=એકદમ

હલ્લો કરતો
ખૂટતા=ઓછા થતા
ગુફા=બખોલ
ધાસ્તી=ફીકર, બીક
ટળવળતા=ટળવળાટ કરતા
ભાણું=જમવા માટે પીરસેલી થાળી
ધીરજ=સબુરી, શાંતિ
દુખની અંદર=દુખને

વખતે દુખમાં
જાસુસ=છૂપી તપાસ રાખનાર, બાતમીદાર
ઠાઠ=ભપકો
જાળવી=સાચવી
દરજ્જા=હોદ્દા
નહાણું=કંઈ વહેવાનું ને
ધન્ય=શાબાશ
ગ્રંથકાર=પુસ્તક બનાવનાર

દૌલત=પુંજી
ખાનદાન=ઉંચું કુળ
તંગી=તંગાસ, ખોટ
નિશાન=ડંકાન
ખાતરી=ભરોસા
સોગન=કસમ
સ્વતંત્ર=છુટો
દેહ મૂક્યો=મરી ગયો
દેશદાઝ=દેશ લાગણી, સ્વદેશાભિમાન

**સવાલ**—ઈ. સ. ૧૫૬૮ અને ૧૫૭૬માં શી બીના? ઉદેસીંગ ક્યાં રહેતો હતો? ત્યાં શું શું દુખ વેઠવું પડયું? એ દુખો એણે શા માટે વેઠ્યાં? ઉદેપુર કોણે વસાવ્યું? પ્રતાપ બીજે દેશ જવાનો શા માટે વિચાર કરતો હતો? પ્રતાપને કોણે મદદ કરી અને શા માટે? પ્રતાપને મદદ મળ્યા પછી તેણે શું કર્યું? મરતી વખતે પ્રતાપનો જીવ કેમ અકળાતો હતો? પ્રતાપને ક્યારે સંતોષ થયો? ભામાશાને શા માટે શાબાશી ઘટે છે? **સાર**—પોતાના કુળની આબરૂ સાચવવા માટે ગમે તેટલું દુખ પડે તોપણ તે સહન કરવું પણ આબરૂ જવા દેવી નહિ

**પાઠ ૩૧.**

નિયમસર=નિયમ પ્રમાણે
વખતસર=વખત પ્રમાણે
ચડતી=આબાદી
આધાર=આશરો

ગોટાળો=ગરબડ
પ્રયત્ન=ઘણી મહેનત
આરંભવું=શરૂ કરવું
ખબર=હકીકત
ઠરાવેલા=નક્કી કરેલા

અમુક=ચોક્કસ
નડતર=અડચણ
મુદત=વખત
કાળજી=ખંત, ચેટક
ભંગ થાય=તૂટે

ગેરહાજર=હાજર નહિ તે
બહાના=ઓઠા
મુશ્કેલી=અડચણ
અણગમતી=નાપસંદ
બાબતો=વિષયો
કીમતી=અમૂલ્ય
નિયમિતપણે=મુકરર કરેલા નિયમ પ્રમાણે

આરામ=વિસામો
કોશીશ=યત્ન મહેનત
ઉધુંવળે=બગડે, ખરાબ થાય
વહેવાર=કામકાજ
ખતરાજી=ગુસ્સો, કરડી નજરે
અમૂલ્ય=ઘણોજ કીમતી

વર્તવાની=ચાલવાની
અગત્ય=જરૂર
કેળવણી લીવાથી=વિદ્યા ભણવાથી
સસ્તા=સોંઘા
અસુરા=મોડા
રાહ=વાટ

**સવાલ**—પોષણ તથા ચઢતીનો આધાર શાના ઉપર છે? કામ કરવાની કેટલી રીત છે અને તે કઈ કઈ? પહેલી રીતથી શું નુકસાન થાય? બીજું કામ ક્યારે શરૂ કરવું? વાયદા પ્રમાણે કામ પુરૂં કરવા માટે આપણે શું કરવું? નિયમ પ્રમાણે કામ કરવાથી શો ફાયદો? નિયમ પ્રમાણે કામ કરવામાં શું કીમતી ગણવું જોઈએ? આપણે નિશાળે મોડા જઈએ તેથી આપણા સિવાય બીજાને નુકશાન થાય ખરૂં? અને થાય તો તે શી રીતે? નાનપણમાં મોડું કરવાની ટેવ પડે તો મોટપણમાં શો ગેરલાભ થાય? નિયમ પ્રમાણે વર્તવાની જરૂર શાથી જાણવામાં આવી? શરમ ભરેલું ક્યારે કહેવાય? **સાર**—નિયમસર અને વખતસર કામ કરવાની ટેવ પાડવી

**પાઠ ૩૨.**

બાજી=જુના
સ્વર્ગવાસ થયે=ગુજરી ગયા
સંતાન=છોકરા
હયાત=જીવતા

મનમતી=પોતાની મરજી પ્રમાણે ચાલનાર
પાઠશાળા=ઉંચું જ્ઞાન આપનારી શાળા
પંડે=પોતે
તરૂણ=જુવાન

દાઝ=લાગણી દયા
પરીક્ષા=તોલ
નૌકાશાસ્ત્ર=વહાણ ચલાવવાની કળા
રક્ષા=રક્ષણ કરનાર
સંપ્રદાય=ધર્મનોમાર્ગ, પંથ

| | | |
|---|---|---|
| મરદાની=પુરુષને શોભે તેવી | પંથ=ધર્મનો માર્ગ | પ્રસિદ્ધ=જાણીતા |
| અટકાવ=બાધ | દેવલોક પામ્યા=ગુજરી ગયા | સલાહકાર=સલાહ આપનાર |
| છૂટ=રજા | પ્રાર્થના=માગણી | |

**સવાલ**—હિંદના માજી શહેનશાહનું નામ શું ? એમનો જન્મ તથા સ્વર્ગવાસ ક્યારે થયો ? રાજમાતા એલેકઝાન્ડ્રાને ઓળખાવો. શહેનશાહ એડવર્ડના હાલમાં કેટલા કુંવર તથા કુંવરીઓ હયાત છે ? માજી શહેનશાહમાં કઈ કઈ ઉચ્ચ શક્તિઓ હતી ? લશ્કરી સિપાઈના શા ધર્મ છે એ માજી શહેનશાહ કયા કારણથી જાણતા હતા ? મહારાજા એડવર્ડ શા તરીકે જગજાહેર છે ? **સાર**—આપણી પાસે ઘણી દોલત તથા જાગીરો હોય તો પણ મોજમઝા ને આળસમાં વખત ગુમાવવો નહિ

| પાઠ ૩૩. | | |
|---|---|---|
| ઠીંગણો=બટકો | મુખાઈ=બેવકૂફાઈ | અવયવો=ભાગો |
| વરવો=બેડોળ, કદરૂપો | શેખી=બતરાજ | ચલણ=સત્તા |
| દોષ=ગુનો, વાંક | અન્યાય=ગેરઈન્સાફ | ખોડખાપણ=એબ |
| ખોડ=ખાપણ, ખામી | લંગડો=પગે ખોડવાળો | કૃતિ=કરેલું તે, કામ |
| આતુર=ઉત્કંઠાવાળો | બાડો=જેની આંખની કીકી ત્રાંસી હોય તે | રચના=બનાવટ |
| પ્રશ્ન=સવાલ | મુંગો=જેનાથી મોઢે બોલાય નહિ તે | સંપૂર્ણ=પુરેપુરૂં |
| કાયર=હિંમત | | રૂપ=દેખાવ |

**સવાલ**—કેશવલાલને હસવું કેમ આવ્યું ? મોતીલાલે હસવા માટે ના કેમ કહી ? કેશવલાલને શું દાખલો બતાવ્યો ? મોતીલાલે શું કહ્યું ? કેશવલાલે પોતાની ખાતરી કરવા માટે કોને પૂછ્યું ? નિશાળમાં મહેતાજી પધારે ત્યારે કેવો વિવેક કરવો જોઈએ ? મહેતાજીના મનમાં

એજ પ્રશ્ન વિષે આજે વિચાર શા કારણથી આવ્યો? ખોડખાપણ કે બુદ્ધિની ખામી હોય તેની મશ્કરી શા માટે ન કરવી તે સમજાવો કઈ વાતમાં શરમાવું અને કઈ વાતમાં ન શરમાવું? **સાર—**શરીરની ખોડ અથવા બુદ્ધિની ખામી જોઈ કોની મશ્કરી કરવી નહિ કારણ કે એ પરમેશ્વરની મજાક કર્યા જેવું છે

| **પાઠ ૩૪.** | શૂળી=ફાંસી | ખડકી=ગોઠવી |
|---|---|---|
| વિનોદી=આનંદી | વિદાય કર્યા=પાછા કાઢયા | મહેરબાન=ગરીબપર |
| મૂળ=અસલ | જહાંપનાહ=દુનિયાનું રક્ષણ કરનાર, પાદશાહ | મહેરબાની રાખનાર |
| હાજરજવાબી=તરતજ જવાબ આપે એવો | નામદાર=પ્રખ્યાત, નામીચા | બેઅદબી=અવિવેક |
| | | સડક=દિંગ, છક |

**સવાલ—**અકબર પાદશાહ ક્યારે ગેરવાજબી હુકમ કરતો? બીરબલ તે હુકમ કેવી યુકિતથી ફેરવાવતો? પાદશાહે એક દિવસ શું હુકમ કાઢ્યો? શા કારણથી? બીરબલ પાસે કોણ આવ્યા? શૂળી જોવા માટે પાદશાહને શા માટે તેડી ગયો? પાદશાહે કઈ કઈ ધાતુની શૂળી જોઈ? તે જોઈ પાદશાહે શું પૂછ્યું? બીરબલે શું જવાબ દીધો? અકબરે પોતાનો હુકમ શા માટે ફેરવ્યો? **સાર—**દરેક માણસે વખત વિચારી કામ કરવું

| **પાઠ ૩૫.** | વાડના રહેવાસી | રીવાજ=ધારો |
|---|---|---|
| કાનડી=કાનડાના રહેવાસી | કચ્છી=કચ્છ પ્રાંતના રહેવાસી | અનુસરતા=મળતા |
| દક્ષિણી=દક્ષિણના રહેવાસી | શીઆ સુન્ની=મુસલમાની ધર્મના પંથ | વર્ણ=જાત |
| ગુજરાતી=ગુજરાતના રહેવાસી | ચહેરો=મોંનો સકરો, શિકલ | ચોટલી=શીખા |
| કાઠિયાવાડી=કાઠિયા | પહેરવેશ=પોશાક | જુલ્ફા=લટીઆ |
| | | સાફ=આખું, બધું |
| | | ચોરણો=પગે બેસતો અને જાંઘેથી પહોળો |

લે વે

કમર=કેડ

ભેટ=કેડથી પગ સુધી લટકતુ લુગડુ વીંટાળવુ તે

ઇજાર=સાંકડા પાયચાનો લેંઘો

ઘાઘરો=ફરતો ઘેરવાળો ચણીઓ

ઓઢણુ=છોકરીનુ ઓઢવાનુ લુગડુ

લાજ કાઢે છે=માથાપર ઓઢેનો છેડો મોઢાપર લાવે છે તે

સુરવાલ=પાટલુન

સદ્‌રો=ઝીણી ખાદીનુ મોટુ પહેરણુ

કસ્તી=પારસી લોકો ઊનની વણેલી પાટી કમરપર બાંધે છે તે, જનોઈ

નાતબહાર=બીજી નાતમા

રિવાજ=ધારો

હાથેવાળો=વર કન્યાના હાથો હાથ મેળવીને

ખાડુ=કન્યાને માંડવે વરરાજા ન જતા એ ધારવાળી તરવાર મોકલવામા આવે છે તે

વિધવા=જેનો ધણી મરી ગયો તે સ્ત્રી, રાંડેલી

હલકી વર્ણ=નીચ જાતો (કોળી, દુબળા વગેરે)

છૂટ હોય છે=બાધ હોતો નથી

હરકત=અડચણ

શબ=મુડદુ, લાશ

બગડી=મસ્તુ, પારસીના મુડદા મુકવાનો કુવો

બોલી=ભાષા

રોટી=રોટલી

બિળે હોળિગે=રોટલી

માટી=માંસ

**સવાલ**—મુબઇ ઇલાકામા મુખ્ય વસ્તી કયા કયા લોકોની છે? હિંદુઓના કેટલા વર્ગ પાડી શકાય? મુસલમાનના કેટલા ભાગ પાડી શકાય? એ ભાગ શા ઉપરથી પડયા છે? એ ત્રણ જાતો ઓળખવાની નિશાની આપો એ ત્રણે જાતોના રિવાજ સમજાવો ગુજરાતમા કયા લોકો દારૂ પીએ છે તથા માંસ ખાય છે? એ ત્રણે જાતમા ખરા ઓળખવાની નિશાની આપો બોલી વિષે કહેવત બોલો અને તેનો દાખલો આપો

**સાર**—દેશ દેશના રીત રિવાજ તથા બોલી જુદી હોય છે

**પાઠ ૩૬.**

વિશ્વામિત્ર=ગાધીરાજાના પુત્ર, સપ્ત ઋષિ

માના એક
વસિષ્ઠ=રામચદ્રના ગુરુ
જાણીતા=પ્રખ્યાત
કુળગુરુ=રાજગોર, પુરો[હિત
મૃગયા=શિકાર
આશ્રમ=મઠ
આવકાર=આદરમાન
વાનીનુ=વસ્તુનુ
કામધેનુ=મનમા ધારેલી વસ્તુ આપનાર ગાય
માગણી=માગુ
બળાત્કારે=જોરજુલમથી

અગણિત=ઘણાજ
વીર=યોદ્ધા
તપોબળ=તપ વડે જે શકિત મળે છે તે
રાજબળ=રાજ વડે જે શકિત મળે છે તે
વિસાત=ગણતરી
પદવી=હોદ્દો
રાજપાટ=રાજગાદી
ભારે તપ=ઘણી તપશ્ચર્યા
ભૂલથાપ=ભૂલાવો
ભગ=નાશ

બ્રહ્મર્ષિ=બ્રાહ્મણ ઋષિ થયો હોય તે
રાજર્ષિ=રાજાએ માન્ય કરેલા ઋષિ
નિર્મળ=ચોકખુ
સિદ્ધિ=મેળવવા મુશ્કેલ એવી વસ્તુ તે, શકિત (એ આઠ પ્રકારની ગણાય છે અણિમા, મહિમા, ગરિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશિત્વ, વશિત્વ)

**સવાલ**—વિશ્વામિત્ર કોણ હતા ? એ ઋષિ શી રીતે થયા ? વિશ્વામિત્રને કઇ પદવી મેળવવાની ઇચ્છા થઈ અને શા ઉપરથી ? વિશ્વામિત્રની વાત કહો **સાર**—(૧) ઘણી મહેનત કરવાથી ધારેલી વસ્તુ પ્રાપ્ત થાય છે (૨) જેનામા ક્રોધ અને માનની ઇચ્છા હોય છે તેનામા સારા ગુણ આવતા નથી

પાઠ ૩૭.
ખસેડવા=દૂર કરવા
વિઘ્ન=હરકત, અડચણ
કામ હાથ પર લે છે=કામની શરૂઆત કરે છે
કાયર=નાહિમતવાન

અમર=મરે નહિ એવુ, [કાયમ
પરવા=દરકાર,
આગ્રહ=મડયા રહેવુ તે, ફરી ફરીને કરવુ તે
ઠાર મારીશ=જીવતો મારીશ

ફ્રાન્સ=યુરોપ ખડની પશ્ચિમમા એક દેશ છે
ઇજનેર=બાંધકામ જાણનાર
સયોગીભૂમિ=બે મોટા જમીનના ભાગને સાંધનારો જમીનનો

સાકડા ભાગ
પધરા=સીધા
નહેર=નદીમાથી પાણી લઇ જવા ખોદેલી ખાડી
છાતી=હિમત
મહાભારત=ઘણુ કઠણ
ખ્યાલ=વિચાર

બેશક=નક્કી
સીધી=હસબી નામે એક જાતના લોક
તોડ=નિકાલ
ફેડયા=દૂર કીધા
તરીકે=ગણીને, માનીને
અગર=અથવા

ગુલામગીરી=જબરજસ્તી થી ગુલામ કરવાનો રિવાજ
સફળ થયો=પાર પડયો
એક સામટા=એકદમ
ગુલામ=વેચાતો લીધેલો ચાકર

**સવાલ**—બાયલો તથા હિમતવાન કોને કહેવો ? કયા કયા માણસો હિમતવાન થઈ ગયા અને તેમણે શુ શુ કામો કર્યા ? તેમને શુ શુ હરકતો નડી ? ગુલામ વેચવાનો ધધો કોણે બધ કરાવ્યો ? ગુલામગીરી ક્યા સનમા બધ થઇ ? **સાર**—જે કામ આરભવુ તે પુરૂ થતા સુધી છોડવુ નહિ ને હિમત હારવી નહિ

પાઠ ૩૮.

પટરાણી=રાજાની મુખ્ય રાણી
કાં=કેમ
પરોવાયુ=લાગ્યુ
ચાતક ચકવા=એક જાતનુ પક્ષી
પ્રતિદિન=હમેશા
ખર=ગધેડા
ઘુવડ=એક જાતનુ પક્ષી (એનો દેખાવ ઘણો કદરૂપો હોય છે એનાથી દિવસે દેખાતુ નથી)

નિજ=પોતાનો
વાસ=રહેઠાણુ
નિજવાસ=પોતાનો મુકામ
હરાયો=હરામનો, પાર કાનો
વતન=જાગીર
જતન=રક્ષણ
ગુજામાં=ગજવામાં
દી=દિવસ

ભો=બીક, ભો
આકળા=ગાભરા
શેતરંજ=બુદ્ધિબળની રમત
દીનાનાથ=ગરીબનો ધણી, પરમેશ્વર
પટ=કકડો, દાવપેલ
લહાવો=ઓરીઓ
શૂર=શૂરાતન, બહાદુરી
પડશે તેવા દેવાશે=જેવુ દુખ પડશે તેવો તેનો ઇલાજ થશે

જુદ્ધ=યુદ્ધ, લડાઇ
હઠ=જીદ, આડાઇ
દાવો=હઠ
રણવાસ=જનાનખાનું
રણવાસગ્રામ=લડાઇ, જુદ્ધ
સિંહણ=સિંહની માદા
પાણી=બળ, જોર

બાણ=તીર
ચોટ=દાવ, નિશાન
ભાગ્યે=જવ'લે, કવચિત
કાચી=ઓછી; થોડી
ખીલાને જોરેજ=ધણીની હુંફથી
પલોટાવું=અનુભવ લેવો

વિદ્યા=હુનર, કળા
ખાળો=અટકાવ
હારે=સાથે
જશ=કીર્તિ, આબરૂ
કાળજા ફાડશે=પેટમાં ધ્રાસકો પડશે
શમી=મટી, દૂર થઇ

**સવાલ**—પ્રતાપસિંહ શા કારણથી ઉદાસ હતા? કોને ચિંતા હોય અને કોને ન હોય એ વિષે ડાહ્યા કવિઓ શું કહે છે? રાણી અને પ્રતાપસિંહ વચ્ચે શું શું વાદવિવાદ થયા? **સાર**—(૧) ધણિઆણીએ ધણીના હુકમને તાબે થવું (૨) સ્વદેશ પર પ્રેમ રાખવો

**પાઠ ૩૯.**

સ્વદેશ=પોતાનો દેશ
સ્વદેશ પ્રીતિ=પોતાના દેશપર પ્રેમ
ભલી=સારી, ફળદ્રુપ
ભાર્ત ભૂમિ=ભારત રાજાનો મુલક, ભરત ખંડ, આર્યાવર્ત્ત, હિંદુસ્તાન
વિષે=માં
જેહ=જે
કે'તો=કહેતો
ભલો=સારો

ભોમ=ભૂમિ, જમીન
પ્રાણ=જીવ
મુજી=અક્કલ વગરનો
ભૂમિ=પૃથ્વી
ભારે=બોજારૂપ
દાઝ=લાગણી, દયા
શુષ્ક=સૂકું, સ્નેહ વગરનું
હૈયું=મન
વજ્ર=કઠણ, દયા વગરનું
લેવું દેવું=લેણું દેણું
કદાપિ=કદાચ
લક્ષ્મીવાળો=ધનવાન, તવંગર, પૈસાદાર

વડો=મોટો
વૈભવી=વૈભવવાળો
રાજવી=રાજા જેવો
રૂપાળો=ખૂબસુરત દેખાવડો
તથાપિ=તોપણ
વિવેક=ખરૂં ખોટું સમજનાર
વખાણે=તારીફ કરે
કાગ=કાગડા
પ્રમાણે=પેઠે
સ્વદેશી=પોતાના દેશનો
દેશીના=પોતાના દેશના

| | | |
|---|---|---|
| ટાળે=મટાડે, દૂર કરે | ણીને માટે | વસીને=રહીને |
| પાળે=પોષે | લોક લાજે=લોકની શરમથી | કાળ=વખત, સમય |
| કલ્યાણમા=ભલામા, સારામા | સ્વદેશાભિમાન=પોતાના દેશનુ અભિમાનધરીને કરેલા | ગાળી=ગુમાવી |
| લેખે=ગણે | | સ્વદેશે=પોતાને વતને |
| પુરા પ્રેમથી=ખરા હેતથી | | વિયોગી=જુદા પડેલા |
| પેખે=જુએ, ઓળખે | વૃથા=ફોકટ | ભેટી=મળી |
| વિદ્વતા=પડિતાઇ, વિદ્વાનપણુ | જન્મ=જિદગી,જીવતર | હર્ષના=હરખના, આનદના |
| | ખોયો=ગુમાવ્યો | આસુ=આખમાથીપડતા પાણી |
| વાપરી=ખરચી | કમાણી=સાર્થક, પેદાસ | |
| દેશ દાઝે=દેશની લાગ | વિદેશે=પરદેશે | ના'વે=આવે નહિ |

## પાઠ ૩૯. પોતાના દેશપર પ્રેમ.

સારા ભરતખડમા હમેશા રહેતો હોય તેમા કોણ બિચારો હશે કે જે "મારો દેશ સારો છે મારી ભૂમિ સારી છે અને એ મને જીવથી હમેશા વહાલી છે" એમ નહિ કરતો હોય ? (મતલબ કે બધાજ કહે છે) (૧) કયો અક્કલ વગરનો પૃથ્વીને ભારે મારતો હશે ? તો કે જેને દેશની લાગણી જરાપણ નથી જેનુ મન હમેશા કઠણ અને સ્નેહ વગરનુ હોય છે, અને જે એમ જાણે છે કે મારે કઇ લેવુ દેવુ નથી ,એવો માણસ (૨) કદાપિ તે ઘણો પૈસાવાળો હશે, મોટા વૈભવવાળો, રાજા જેવો કે રૂપાળો હશે તોપણ તેને વિવેકી માણસ વખાણે નહિ તે કાગડા અને કીડાની પેઠે ગુજરાત ચલાવે છે (૩) જે દેશીના દુ ખ મટાડે, હજારો માણસોનુ હમેશા પોષણ કરે, વળી લોકોના ભલામા લાભ ગણે, તેને ખરો સ્વદેશી જાણવો કહો કે તેને ખરા હેતથી કોણ નહિ જુએ ? (મતલબ કે બધાજ

જુએ ) (૪) જે વિદ્વાન માણુસે દેશની લાગણીને માટે વિદ્યાનો ઉપયોગ કીધો નથી, જે પૈસાદારે લોકોની ભરમથી એક પાઇ પણ ખરચી નથી જેણે સ્વદેશાભિમાનના કામ કીધા નથી, તેણે પોતાની જિંદગી નકામી ગુમાવી અને શું કમાયો ? ( મતલબ કે કંઇજ નહિ ) (૫) પરદેશમા રહીને ઘણો વખત ગુમાવીને જે સારો ભાગ્યશાળી હોય તેજ પોતાને દેશ જાય અને જુદા પડેલા સગા અને ભૂમિને હેતથી મળે તે વખતે કહો કે કોને હરખના આંસુ નહિ આવે ? (મતલબકે બધાનેજ આવે.)

| | | |
|---|---|---|
| **પાઠ ૪૦.** | ઉંચે ઊડવાના સાચા= અર્જુન | પ્રતિબિંબ=કાચ કે પાણીમા દેખાતી સામી છબી |
| ગોંટાએ=જરાપણ | આતુરતા=ઇંતેજારી | જાગીર=કામના બદલામાં મળેલી જમીન |
| ઉદ્ધત=ગમે તેમ ચાલનાર | હોજ=પાણીની મોટી ટાંકી | |
| હજુરી=પાસે રહેનાર નોકર | | |

**સવાલ**—અકલબાજખામા અકકલ કેટલી હતી ? એની અકકલની વાત કહો **સાર**—ઉપરીઓ અવિચારી હોય ત્યારે તાબાના માણુસોએ સમય-સૂચકતા વાપરી કામ કરવુ

| | | |
|---|---|---|
| **પાઠ ૪૧.** | પથારી=બીછાનુ | ફેરા=આંટા, ચકકર |
| મધરાત=વચલી રાત, રાતના બારનો વખત | ૩ ધાઇ=ગુ મળાઇ | છાતીવાળા=હિંમતવાન |
| ફેરણી=ચોકી, ફેરી, રોન | તાજે વા=ચોકખી હવા | અણીશુદ્ધ=વગર ઇજાએ, જોખમ વગર |
| ધાટા=બૂમ | જાગૃતિ=ભાન, શુદ્ધિ | જોખમ=સંકટ |
| ફડાફડ=ફડફડ | લાગ=દાવ, વગ | સૂઢ=કપડાની નળી |
| મબાવાળા=મઓ રાખનાર | વાડાની ભીત=નડો | આંકડી=ખેંચીને પાડવાનુ ઓજાર |
| નીસરણી=સીડી | પાધરોજ=તરત | ગોટાળો=ફરકત |
| માંડીને=ગોઠવીને | હડસેલો=ધકકો | ઓલવાઇ=બુઝાઇ |
| | ધ્રૂજતા=કાંપતા | |

**સવાલ**—રાત્રે સિપાઇઓ કેમ ફરતા હતા? તેઓના જેવામા શુ આવ્યુ અને તેઓએ શુ કર્યુ? સુથારના ભાઇએ કેટલા માણસના જીવ બચાવ્યા અને શી રીતે? કયા કયા માણસના જીવ બચાવ્યા? **સાર**—મિત્રને આફતની વખતે મદદ કરવી, એ આપણી ફરજ છે

| | | |
|---|---|---|
| **પાઠ ૪૨.** | દેખાવ=ભાસ | માહીતગાર=જાણીતા |
| મૃગજળ=ઝાંઝવાનુ પાણી ખરૂ પાણી નહિ પણ હવાના તપવાથી દેખાતુ પાણી | આબેહુબ=મળતો પુરે પુરો મળતો | મિનારા=બુરજ |
| કરડા=સખત | ભર ઉનાળામા=ફાગણ ચૈત્રમા | ઘુમટ=અર્ધ ગોળ શિખરવાળુ ઢાંકણુ, છત્રોના ઉપલા ભાગ જેવો દેખાવ |
| પાધર=સપાટ | ભાસ=દેખાવ | ભોમીઆ=જાણીતો |
| પ્રદેશ=મોટો દેશ | ખારાઘોડા=એ વીરમગામ પાસે ગામ છે (અહી વરાગડુ મીઠુ પાકે છે) | ચકિત=સ્તબ્ધ દિગ |
| વિચિત્ર=તહેરવાર | | પ્રવાસી=મુસાફર |

**સવાલ**—મૃગજળ તે શુ? તેથી લોકો કેમ ભુલાય છે? કયા લોકો મૃગજળને ઓળખી શકે છે? મૃગજળને લીધે કેવા કેવા દેખાવ માલમ પડે છે? મૃગજળ તથા એને લીધે જે દેખાવો દેખાય છે તેનુ કારણ સમજાવો મૃગજળ કયા કયા દેખાય છે અને ક્યારે દેખાય છે? **સાર**—મૃગજળ એ ખરેખરૂ પાણી નથી પણ હવાના તપવાથી મેદાનમા અથવા રેતીના રણમા મૃગજળ દેખાય છે આ દુનિયા મૃગજળના જેવી છે કારણ મૃગજળને લીધે ખરા દેખાવો ન હોવા છતા દેખાય છે તેમજ દુનિયા આપને દેખાય છે

| | | |
|---|---|---|
| **પાઠ ૪૩** | ગુફા=મખોલ | જનાવર |
| મહિમા=મોટાઇ | કોઠલુ=ફાડી ખાનાર | સુઝી આવ્યા=માલમ |

| | | |
|---|---|---|
| પડ્યો | લાલચોળ=રાતા | ગર્જના=ગડગડાટ |
| આતર્યો=ઘેર્યો, કબજે કર્યો | નાલાયક=બદમાસ | ઘાસ=સામો અનાજ |
| માથાથી પગ સુધી=પ્રણીજ | અબઘડી=હમણાં ને હમણાં | બાથ ભીડવી=સામા થવું |
| ઝાળ=ગુસ્સો, ક્રોધ | કુઈ=નાનો કુવો | પાણી ભરે છે=હિસાબમા નથી, ઉતરતુ છે |
| | ડોકીઉં=ડોકું | |

**સવાલ**—દુર્દાંતસિંહ પોતાનુ ગુજરાન શાથી ચલાવતો ? રોજ કેટલા પશુ મારતો હતો ? બધા પશુઓએ મળી શું વિચાર કીધો ? કોહલાએ શું યુક્તિ વાપરી ? **સાર**—(૧) બુદ્ધિ આગળ જોર કંઈ વિસાતમા નથી (૨) શેરને માથે સવાશેર હોય છે માટે અહંકાર કરવો નહિ

**પાઠ ૪૪.**

| | | |
|---|---|---|
| નળ=લોઢા કે ચિનાઈ માટીના ભુંગળા | ધાર કોદાળી જેવી ને બીજી શંકુનાકારની હોય છે) | સુધરાઈ ખાતુ=મ્યુનીસિપાલિટી |
| જન્મારામા=જિંદગીમા | છીણી=ધાતુ કાપવાનુ ઓજાર | જંગી=ઘણીમોટી |
| ઠેર ઠેર=ઠેકાણે ઠેકાણે | પેચ=આટા | સગવડ=જોગવાઈ |
| ટાકી=હોજ | સકાવો=કોક, ચકલી | વરાળયંત્ર=વરાળથી ચાલતો સંચો |
| જવલ્લેજ=ભાગ્યેજ | ટોટી=નળની ખોલી | જોડાણ=સંધાણ |
| તીકમ=જમીન ખોદવાનુ ઓજાર, (એની એક | દડદડ=ધડધડ | આગ=લાહે |
| | | બોધ=ભાન, સમજ |

**સવાલ**—શહેરમા મીઠું પાણી નળ વાટે ક્યાથી આવે છે ? એ ટાકીઓ ઉંચી બાધવાનુ કારણ શુ ? નળનુ જોડાણ શી રીતે કરે છે તે સમજાવો મીઠા પાણીના નળથી શો લાભ ? નદીના મુખ આગળ કુવા નહિ ગાળવાનુ કારણ શુ ? **સાર**—પાણી વગેરે પ્રવાહી પદાર્થ જેટલી ઉંચાઈએથી આવે તેટલી ઉંચાઈએ ચઢી શકે છે મતલબ કે પ્રવાહી પદાર્થોમા સરખી સપાટીમા રહેવાનો ગુણ છે

| પાઠ ૪૫. | | |
|---|---|---|
| તંદુરસ્તી=સુખાકારી, આરોગ્યતા | વિદાય થયા=ગયા | ઉકરડા=છાણ મૂત્ર વગેરે કોહવવાની જગા |
| સબળ=મજબુત | મધુરૂ મધુરૂ=જરા જરા | જાજરૂ=સંડાસ |
| બિમારી=રોગ, વ્યાધિ | શોખ=ઇચ્છા, પ્રીતિ | થાળુ=મથાળુ, કુવાના ઉપર છોબંધ ઢાળ પડતુ બાંધેલુ હોય તે |
| મરડો=પેટમા દુખીને ઝાડો થવાનો રોગ | ખુલાસો=સમાધાન | ગંદકી=ગોબરવાડ |
| સંઘરણી=વારે વારે ઝાડા થવાનો રોગ | ખાટલે પડેલા=માંદા, બિમાર | મરી=ઉતરી |
| અભાવ=રૂચી, અપ્રીતિ | લાગણી=દાઝ, દયા | જંતુ=નાના જીવડા |
| | ચાપતા=તરત, લાગલા | કોઢ=ઢોર બાંધવાની જગા |
| | કાસળ=મૂળ, જડ | |
| | ભર=ગીચ, ઘણી | |

**સવાલ**—ગામમા મરણનુ પ્રમાણ વધ્યુ ત્યારે કોણે કોની મારફત તપાસ કરાવી? ગામના લોકો કયા કયા રોગથી પીડતા હતા? સાહેબે એ શાથી જાણ્યુ? ગામમાં રોગના મૂળનુ કારણ શુ હતુ? સાહેબે રોગનુ મૂળ કારણ જે પાણી તે બાબત શુ શુ હકીકત કહી? પાણી સ્વચ્છ કરવાની કેટલી ને કઇ કઈ રીત છે? કૂવ સ્વચ્છ રાખવા માટે શુ શુ ભલામણ કરી? પાણી તથા કૂવમા હવા ચૂસવાનો ગુણ છે કે નહિ હોય તો દાખલો આપી સમજાવો. **સાર**—સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી તથા સ્વચ્છ ખોરાકનો ઉપયોગ કરવાથી રોગ થવાની વાસ્તી રહેતી નથી, માટે ઉપરની ત્રણ બાબતો પર ખાસ કાળજી રાખવી

| પાઠ ૪૬. | | |
|---|---|---|
| ધાઇ=દોડી | સાથ=સંગાત, ટોળુ | ઉતરવા=રહેવા |
| ભાવે=હેતથી | કપટે=દગાથી | વશેક=ઘણાજ, વધારે |
| ભેટયા=મળ્યા | ખસે=દૂર જાય | વસમા=કપરો, કઠણ |
| ભ્રાત=ભાઇ | સામગ્રી=સામાન | ઠામ=જગો |
| | ઠમે=મશ્કરી કરે | છાજ=છત |

વળી=સાકડી
ભીંત્યો=ભીંત
દ્રોદક્ષ=બને બાજુ
જુઆ=ડાસ
હુઆ=થયા
હસણી=મજાક ખોરી
નાત્ય=નાત
દર્શન=ભાવથી જોવુ તે
ખોઇએ=દૂર કરીએ
સુદરી=જુવાન સ્ત્રી
મનવિના=કમનથી
નમે=નમસ્કાર કરે
દીઠા=જોયા
હરિ=પરમેશ્વર
ફુટડો=દેખાવડો
તુડડો=પ્રસન્ન
ભાગ્યુ=દૂર થવુ
મરડે=મચડે
મડપમા=માડવામા
ચગ=મજીત, કાસાજોડ
લટકે=ટીંગાય
પટકે=પિછોડીએ
કાષ્ટ=લાકડાં
ભારો=જુડો
મામેરાનો=મોસાળાનો
ઉધારો=બાકી, મણા
તુળશીદળ=તુળશીના પાદડા
ફુકશે=વગાડશે
પુરૂ=બરોબર
કૌતક=મશ્કરી, ગમત
ટોળ=મજાક
ઉતાવળી=ઝડપથી
મરમે=ભેદમા
લજાવ્યુ=એબ લગાડી
પેઢીનુ=વશનુ
ન આપા=આપા વગરના
ભના=સારા
કઠણ=સખત
કઠણબોલ=મેણાંના બોલ
મચ્છર=અહકાર, તોર
પુઠળથી=પાછળથી
બડબડા=બમડા
લખેશરી=લાખ રૂપીઆનો ધણી
શે=શુ
રાંક=ગરીબ
પિતા=બાપ
મુજ=મારે
કાપડુ=છાતી ઢાકવાનુ લુગડુ
મેર=મેરૂ પર્વત
જીવતો રહે=કાયમ રહે

## પાઠ ૪૬. નરસિહ મહેતાની ઉના ગામમા પધરામણી.

વિષ્ણુ મહેતા (નરસિહ મહેતા) આવ્યા સાભળી શ્રીરગ મહેતા (વેવાઇ) દોડતા આવ્યા ને બને હોસથી મળ્યા, જમાઇ અને જમાઇનો ભાઇ પણ મળ્યો, બધા નાગરનુ ટોળુ પણ આવીને મળ્યુ (૧) તે બધા છળભેદથી બાઝીને પાછા દૂર જતા રહે અને એનો સામાન જોઈ જોઇને મશ્કરી કરે, ઉતારાને માટે ઘર આપ્યુ

તેમાં ચાંચડ, મચ્છર ઘણાજ હતા (૨) તે ઘરની જમીન ઉંચી નીચી ને ઝ્હેણુ હતી તે છાપરાપર નળીઆ નહોતા, તે ઘરની છાજ કોહેલી ને સાકટીઓ જુની હતી, અને ભીતો બને બાજુએ બેવડી વળી ગએલી હતી (૩) જ્યા નરસિંહ મહેતાનો ઉતારો થયો ત્યા ઘણા માકડ ને જુવા હતા, વેવાઇ ઉતારો આપી ગયા પછી મજાકખોરી નાગરી નાત બોલવા લાગી (૪) કુવરવહુનો બાપ વૈષ્ણવ છે, તેથી એના દર્શન કરીએ તો પ્રાયશ્ચિત જતા રહે (પાવન) થઇએ મહેતાને જોવા માટે વેરાગ્યથી સુદરીઓ ખુશીથી આવી (૫) કુમતથી મહેતાને નમસ્કાર કરે અને સ્ત્રીઓ એક બીજાને કહે છે કે, મહેતાને જોયા તે પરમેશ્વરને જોયા બરાબર છે (મતલબ કે એમ મશ્કરી કરે) (૬) જુઓ એનો રસાલો કેવો દેખાવડા છે ! એને પરમેશ્વર પ્રસન્ન છે મશ્કરીમા એવુ કહે છે કે, હવે કુવરવહુનુ દુખ જતુ રહ્યુ (૭) મહેતાના બળદ ઉપર ઘણી બગાઇઓ છે તે જુઓ મહેતાજી માડવામા કીર્તન વગાડશે તેથી નાગરની નાતમા આબરૂ વધશે (૮) આ ગાસડી વળગાડેલી લટકે છે, તેમા પીછોડીએ તાલની જોડ બાધી છે, આ તુળશીના લાકડાનો ભારો (તુળસીની માળા) છે કહો હવે મોસાળામા શુ ખામી છે ! (૯) છાબડીમા તુળસીનાં પાદડા મૂકશે, ને ઉભો રહીને શખ વગાડશે, સાધુ ઇશ્વરનુ ભજન કરશે એટલે મોસાળુ પણ પુરૂ થશે (૧૦) એમ નાગરની સ્ત્રીઓ ગમત કરે અને મશ્કરી કરીને ઘર તરફ પાછી જાય બાપા મોસાળુ લઇને આવ્યા તે વાત કુવરબાઇએ જાણી (૧૧) તેથી ઝડપથી મળવાને માટે દોડી કે નણદ ભરમમા બોલી કે બાપ દીકરીને આ શુ પ્રીત કે હાસી કરવા આવ્યો ? (૧૨) બાપદાદાની પેઢીને એમ લગાડી. સાથે સાધુઓનુ શુ કામ હતુ ? શુ એકલા મળવા જાઓ છો ?

એવા બાપ કરતા બાપ ન હોય તો સારૂ ! (૧૩) આવો મહેણાનો બોલ સાભળીને કુવરબાઈ પાછી વળી, ને કહેવા લાગી કે, હે નણંદ એટલો અહંકાર શા માટે રાખો છો ? હે બેન પાગળથી શુ બબડો છો ? (૧૪) જેનો બાપ પૈસાવાળો હશે તેની દીકરીને ઘણો લાભ થશે કોઈનો બાપ લખેશ્રી કહેવાય તો તે મારે શુ કામનો ? (૧૫) ગરીબ બાપ મારે ઘેર આવ્યો તો તેનુ એક કાપડુ સોનાના મેરુ બરોબર છે તમારી મરજીમા આવે તેમ બોલો પણ મારે મન એ ઘણુ જીવજો (૧૬)

| પાઠ ૪૭. | વતરૂ=સખત મજુરી | આવેશ=ક્રોધ |
|---|---|---|
| વર્તણુક=ચાલચલગત | મીઠુ મરચુ ભભરાવીને= વાત વધારીને | અસર=લાગણી |
| પ્રમુખપદ=સભાના ઉપરીની જગા | સુગધ=સારીવાસ,ખુશબો | ટટાર–થયા=અસલ સ્થિતિમા આવ્યા |
| હજુર=આગળ | દુર્ગંધ=નઠારી વાસ | આરોગ્ય=તદુરસ્ત |
| રજુ=મોજુદ, હાજર | ઘોર=બિહામણી | જાતમહેનત=શરીરની મહેનત |
| પરવડતી=અનુકુળ આવતી | ગાડપણ=ગાડાપણ | નિભાવ=ગુજારો |
| તસ્દી=મહેનત | પોષણ=ગુજરાન | |
| | નભીએ=ટકીએ | |

**સવાલ**—હાથ પગ, જીભ, દાત, નાક, કાન એ દરેક શુ શુ કામ કરે છે તે કહો પેટ શુ કામ કરે છે તે કહો મગજ શુ કામ કરે છે ? બધા અવયવોએ કામ કરવુ બધ કર્યુ તેથી શુ પરિણામ આવ્યુ ? આપણને એક બીજાની મદદની જરૂર છે તે દાખલો આપી સમજાવો (જુઓ પાઠ ૬.) **સાર**—આ દુનિયાનો આધાર એક બીજાની મદદ પર રહેલો છે

**પાઠ ૪૮.**

દેલવાડા=દેવળવાડા, આબુ પર્વત ઉપરના દહેરાનો ભાગ

પ્રેમ=આસ્થા, શ્રદ્ધા

કુંભારીઆ=એ આરાસુર પર્વત ઉપર છે

પાલિતાણા=કાઠિઆવાડમાં શેત્રુંજે પર્વત પાસે શહેર છે

ગિરનાર=કાઠિઆવાડમા મોટો પર્વત છે

રળિઆમણુ=સુંદર

જૈન=શ્રાવક

પરધર્મ=બીજો ધર્મ

બાંધણી=બાંધકામ

નકશી=કોતરકામ, કોતરણી

સુગમ=સહેલુ, સુતરૂ

માઇલ=પોણો ગાઉ

વાહનો=ગાડી, ઘોડા વગેરે બેસવાના સાધનો

છાવણી=લશ્કરનો મુકામ

રમણીય=સુંદર

આરસપહાણ=સંગેમરમર, એક જાતનો ચળકતો પત્થર

અણહીલવાડ=પાટણ, એ સરસ્વતી નદીને કાંઠે રાજધાનીનુ શહેર હતુ, (એ વનરાજ ચાવડાએ ઇ સ ૭૪૬મા અણહીલ ભરવાડના નામથી વસાવ્યુ હતુ)

શિખર=ટોચ

આદિનાથ=જૈન ધર્મ સ્થાપનાર પહેલા તીર્થંકર

કાબેલ=હોશિયાર

કોતરણી=કોતરકામ, નકશી

રોજ=એક દિવસનો પગાર

શોભા=દેખાવ

દેરાણી=દીયરની વહુ

જેઠાણી=જેઠની વહુ વરના મોટાભાઇની વહુ

ધ્યાન ખેંચે=મોહ [illegible] અજાયબ કરે

ગભારો=દેવળના જે ઘુમટવાળા ભાગમા મૂર્તિ હોય છે તે

દેરાસર=દેહરૂં

બારીક=ઝીણું

બીબું=છાપ

સભા મંડપ=દહેરામાનો વિશાળ ભાગ

નેમિનાથ=જૈન ધર્મના ૨૨મા તીર્થંકર

વિસ્મય=અજાયબ, નવાઇ

નિર્જીવ=જીવ વગરની

પ્રવીણ=હોશિયાર

રાણકપુર=એ રજપુતસ્તાનમા છે

**સવાલ**—ક્યા લોકોને ધર્મ પર આસ્થા ઘણી હોય છે ? ક્યા

લોકો ધર્મના કામમાં પુષ્કળ પૈસા ખરચે છે ? જૈન લોકોના જોવા લાયક દહેરા કયા છે ? આબુ જવુ હોય તો શી રીતે જવાય ? રાણકપુર કયા છે ? વિમળશા, તેજપાળ, વસ્તુપાળને ઓળખાવો એમણે કયા દહેરા બાંધ્યા ? સરસ દહેરા કયા છે ? આદિનાથ અને નેમિનાથ કોણ ? કેવુ કોતરકામ બહુ વખાણવા લાયક છે ? જેઓએ એ દહેરા જોયા છે તેઓ આ દેશ માટે શુ અભિપ્રાય આપે છે ?

**સાર—ધર્મના કાર્યો કરવા જેથી નામ અમર રહે**

## પાઠ ૪૯

મહોં=મા
તન=શરીર
ભાન=શુદ્ધ, સમજ
પુરણુ=પુરેપુર
સમય=વખત
પ્રથમે=પહેલા
સ્મરૂ=યાદ કરૂ
કાર્યો=કામો
પાલણુ=પોષણુ
કાજ=કામ
તેજસ્વી=પ્રકાશિત
શશિ=ચંદ્ર
તિમિર=અંધારૂ, અંધકાર
ગગને=આકાશમા
દિનરાત=દહાડો રાત
આરામ=વિશ્રાંતિ
શ્રમથી=મહેનતથી
સુખ દીએ=સુખ આપે
ભર=જોઇએ તેવી
આણી=લાવી
મેઘ મંડળ=વાદળા
નિયમિત=વખતસર
વૃષ્ટિ=વરસાદ
સંતોષ=તૃપ્તિ
હરખ=ખુશી
સૃષ્ટિ=દુનિયા
પૃથ્વી=જમીન
ધન=પૈસો
કઠિન=કપરા, અઘરા
કષ્ટ=દુઃખ
અનેક=ઘણાજ
કાપે=દૂર કરે, મટાડે
સૃજ્યા=બનાવ્યા
પાવક=ગરમી, અગ્નિ
ઇશ=પરમેશ્વર
સત્તા=હકુમત
સદૈવ=હમેશા, સદા
થાપી=બેસાડી
સુબુદ્ધિ=સારી અક્કલ
નીતિપંથ=નીતિનો માર્ગ
ભુલાવતા=વીસરાવતા
સંશય=શક
મુજ=મારા
સદ્ભક્તિ=ખરી ભક્તિ
ચરણે=પગમા
ઠરૂ=સંતોષ પામી રહું

## પાઠ ૪૯. ઈશ્વર પ્રાર્થના.

જ્યારે ઊંઘમા શરીરનુ ભાન નહોતુ, ત્યારે જુઓ કે જણે પુરેપુરી સભાળ લીધી, તેને સવારના પહોરમાં પહેલો યાદ ક , પછી દહાડાના બધા કામો કરૂ (૧) એ હમેશા હેતથી પ્રાણીઓનુ પોષણ કરે છે, પ્રકાશવાળા સુરજ અને ચદ્રમા હમેશા પ્રકાશતા રહે છે, તે જીવને જીવન શક્તિ વધારે આપે છે (૨) એ આકાશમા રાત દિવસ ફરીને અધારૂ મટાડે છે, ત્યા તેને આરામ બીલકુલ નથી, દહાડાની ઘણી મહેનતથી પ્રાણી થાકયો ત્યારે આખી રાત સુખ આપે એની સારી ઉંઘ આણી (૩) જો આ વરસાદના વાદળા વખતસર વરસે છે, તેથી દુનિયા સતોષથી આનદમા ફુલાય છે, જમીનમાથી ધન અને વનસ્પતિમાથી અનાજ આપે છે અને તે જીવોના ઘણા દુ ખ મટાડે છે (૪) પરમેશ્વરે પવન પાણી અને અગ્નિ એ કેવા બનાવ્યા છે ! એ ત્રણ જીવોનુ હમેશાનુ જીવન (જીવવાનો આધાર) છે, વળી એ ત્રણને માણસના ચાકરી આપી છે અહા! પ્રાણીના સુખના સાધનની શી ગોઠવણ કરી છે! (૫) ઓહો પરમેશ્વર તે માણસને મન ને અક્કલ આપી છે, તેથી બધા જીવોપર માણસની ઘણી સત્તા રાખી છે, જે હમેશા એવુ સારૂ પોષણ કરે છે, તેને વીસરીને ભજે નહિ તે પાપી માણસ છે (૬) પરમેશ્વર હુ માગુ છુ કે સારી બુદ્ધિ આપો અને નીતિને રસ્તે દોરવો, મને ભુલાવામા નાખનાર બધા વહેમો દૂર કરો, મારી ફરજ છે, એમ સમજીને હુ બધા કામ સદ્ભક્તિથી કરૂ અને તમને પગે પડુ તો મને વિશ્રાતિ મળે (૭)

**પાઠ ૫૦.**

પરાક્રમી=સમર્થ, જોરાવર, શૂરવીર

પરદુ ખભજન=પારકાનુ દુ ખ કાપનાર

શોખી=મોજી

ઉદાર=મોટા મનનો

શ્લોક=છદ, એ કે ચાર લીટીની સસ્કૃત કવિતા.

સ્મરણશક્તિ=યાદદસ્તી
કમાણી=પેદાશ, રળતર
મતલબ=સાર
વડવા=બાપદાદા
ઉછીનુ=થોડી મુદતમાટે ધીરેલુ
પુરાવો=સાબીતી
બનાવટી=ખોટો
સ્તબ્ધ=દિગ, ચકિત
સાબીત=ખરૂ
પ્રપંચ=તરકટ
શિરામણ=નાસ્તો
હાસ=થાકીને વિશ્રાંતિ લેતી વખત બોલે છે તે
રાજવહીવટ=રાજ કારભાર
વૈદકશાસ્ત્ર=વૈદુ બનાવવાનુ પુસ્તક, રોગ પારખવા ને તેના ઓસડ કરવા સબધી પુસ્તક
ડાગ=જાડી મજબુત લાકડી
ઉગામી=ઉઠાવી
પાહે=પાસે
નીયા=ઇન્સાફ
ફાંહી=ફાંસી, શૂળી
હાનિ=બગાડ, નુકસાન
હાચે હાચુ=ખરે ખરૂં
કારે=ક્યારે
અમૃત બરાબર=ગુણકારી

**સવાલ**—ભોજ રાજા ક્યા વંશના ? એ વિક્રમ પછી થયા કે પહેલાં એના વખતમા ગુજરાતનો કયો રાજા હતો ? ભોજરાજા શાને માટે પ્રખ્યાત થઇ ગયો ? ભોજરાજા વિષે શુ કહેવામા આવે છે ? એની સભાના પંડિતોએ શો પ્રપંચ કર્યો ? એ પંડિતોના માથાનો કોણ મળ્યો ? તેણે શુ કીધુ ? રાજાએ તેને કેટલુ ઇનામ આપ્યુ ? ભોજરાજા નગરચર્ચા જોવા કેમ નીકળતો હતો ? ભોજરાજા શાથી ખૂશ થયા ?
**સાર**—(૧) દરેક માણસે વિદ્વાનને માન આપવુ (૨) ગરીબોના ઉપર દયા રાખવી,

**પાઠ ૫૧.**

તાણુ=તમાકુ
ભિનાશ=ભેજ
પુરાણી=પુરાણ
કારીગર=કામ કરનાર
ધમણ=વાયુ ફુકવાનો સચો
નર્યા=નીરોગી, રોગ વગરના
પહેલુ સુખ તે જાતે નર્યા=પહેલુ સુખ તે જાતે નીરોગી
વાઢકાપનુ=નસ્તરનું
ગુણદોષ=ફાયદાગેરફાયદા
ઔષધ=ઓસડ, દવા
ખનીજ=ખાણમાંથી

| | | |
|---|---|---|
| ખોદી કાઢેલો પદાર્થ (જે પદાર્થ ભોયપરથી ખોદી કઢવામા આવે | છે તે ખનીજ પદાર્થ કહેવાય છે) ખજાનો=ભંડાર | સદ્‌ગૃહસ્થ=સારો માણસ તરીકે=માફક, પેઠે આબાદ=સુખી |

**સવાલ**—ગામ વસાવવામાં કોની કોની જરૂર પડે ? ગામમા કોની જરૂર પડે છે ?

**પાઠ પર.**

| | | |
|---|---|---|
| નામાંકિત=પ્રખ્યાત | રૂપવાન=ખૂબસુરત | માગુ=માગણી |
| હસ્તિનાપુર=એ દિલ્હીની પાસે હતુ | માછી=માછલાપકડવાને તથા વહાણ હંકારવાનો ધંધો કરનાર | ગંભીર=ઘણી ભારે |
| પેઢી=ઓલાદ, વંશ | કાંતિ=ખૂબસુરતી | ભયાનક=પાળી ન શકાય |
| સ્વાર્થ=પોતાની મતલબ | પાંડવ=પાંડુ રાજાના છોકરા | બ્રહ્મચારી=કુંવારા [તેવી રહેવાનુ વ્રત પાળનાર |
| ત્યાગ=છોડવુ તે | યોજનગંધા=સત્યવતી, વ્યાસની માતા | કોલ=વચન |
| ભયંકર=પળાય નહિ એવી, સખત | ઉત્કંઠા=આતુરતા | કૌરવ=કુરુરાજાનાકુળમા ઉત્પન્ન થએલા ધ્રુતરાષ્ટના છોકરા |
| પ્રતિજ્ઞા=બાધા, પણ | | |

**સવાલ**—હસ્તિનાપુર ક્યા હતું ? હસ્તિનાપુરમા કોની ગાદી હતી ? શંતનુ રાજાનુ લગ્ન કોની સાથે થયુ હતુ ? તેને કેટલા છોકરા થયા હતા ? બધા જીવતા હતા ? સૌથી નાના છોકરાનુ નામ શુ ? પાછળથી તેનુ નામ શુ પડ્યુ અને શા કારણથી ? શંતનુ રાજા દિન પર દિન કેમ સુકાવા લાગ્યા ? ભીષ્મે પિતાને માટે કેવી પ્રતિજ્ઞા લીધી ?

**સાર**—માબાપની મરજી સાચવવાને ગમે તેટલુ દુ:ખ પડે તે સહન કરવુ

**પાઠ ૫૩.**

| | | |
|---|---|---|
| સોમનાથ=પ્રભાસપાટણ | લોકોનો દેશ | ઇસ્લામી=મુસલમાની |
| અફગાનિસ્તાન=અફગાન | ગીઝની=અફગાનિસ્તાનનુ મુખ્ય શહેર | વેરાન=ઉજડ |
| | | દ્રવ્ય=પૈસા |

મંદિર=દેવળ
રત્ન=હીરા, મોતી, માણેક વગેરે કીમતી જવાહીર
નટ=નાચ કરનાર
નૃત્ય=નાચ
ખ્યાતિ=કીર્તિ, નામના
ખંડન કરવું=ભાગવું
પંજાબ=પાંચ નદી વચ્ચેનો પ્રદેશ
જમાવ્યું=એકઠું કર્યું
કૂચ કરી=મુકામ ઉઠાવ્યો
રણ=રેતીનું મેદાન
જંગી=તોપની બારી
તાકાત=બળ, જોર
મરણીઆ=મરવાની દરકાર વગરના
ખુનરેજી=કતલ
નામના=ખ્યાતિ કીર્તિ
કબર=ઘોર
વિસારે પડયા=ભૂલી ગયા
આગ્રા=જમના નદી પર શહેર છે
ચાલુક્ય=સોલંકી
અદ્યાપિ=આજ પણ હમણા સુધી
પણ=બાધા

**સવાલ**—મહમદ ગીઝની કયાનો પાદશાહ? તેણે હિંદપર કેટલી સ્વારી કરી? સ્વારી કરવાનો મુખ્ય ઇરાદો શું હતો? સોમનાથ મહાદેવનું વર્ણન કરો. મહમદ ક્યાં થઇ સોમનાથ આવ્યો? તેણે શું કીધું? પૈસા ન લેતા મહમુદે મૂર્તિ શા માટે ભાંગી? મૂર્તિના કકડા તથા કમાડનું શું કીધું? સોમનાથનું દહેરૂં કયા રાજાએ સમરાવ્યું?

**પાઠ ૫૪.**

સુરત=તાપી નદીને ડાબે કાંઠે આવેલું શહેર
પ્રસિદ્ધ=જાણીતું
મુખ્ય=મોટું
ખુદ=પોતાનો
નામીચું=પ્રખ્યાત
બારૂ=વહાણ લગારવાની જગો
મલબાર કાંઠો=મદ્રાસ ઇલાકાનો પશ્ચિમ કિનારો
સત્તા=હકુમત
જહાંગીર=અકબરનો છોકરો
સત્કાર=આદરમાન
કાફલો=ટોળું
દ્રઢતા=હિંમત
અગ્નિનૌકા=ઝટ સળગી ઊઠે એવા પદાર્થ ભરેલા હોય અને દુશ્મનના વહાણને ભેરવીને સળગાવી મૂકવાને આકડી એ હોય એવું વહાણ
સ્થિતિ=હાલત
કોલકરાર=બોલી
કોઠી=માલ ભરવાની મોટી વખાર
બીજ=મૂળ, શરૂઆત
સર્વત્ર=સઘળે, બધે
મથક=મુખ્ય ઠેકાણું

| | | |
|---|---|---|
| વલંદા=ડચ હોલાંડ દેશના રહેનારી | સ્થાપનાર | ચઢતી કળા આબાદી |
| | બંદુકની ગોળી =છરા | અરસામાં=દરમિઆનમાં |
| શિવાજી=મરાઠી વંશનો | નિશાની=એંધાણી | |

**સવાલ**—સુરત કઈ નદીપર છે? એ શહેરમાં ધંધો રોજગાર ચલાવવાને કઇ કઇ યુરોપી પ્રજા આવી હતી? સુરતમાં કઇ પ્રજા પહેલવહેલી આવી હતી? સુરતમાં અંગ્રેજોને કોણે હરકત કરી? શું હરકત કરી? સુહાળી આગળ કોને કોની સાથે લડાઇ થઇ હતી? અંગ્રેજોને સુરતમાં કોઠી બાંધવાની રજા કોણે અપાવી? કયા સનમાં અંગ્રેજોએ કોઠી બાંધી? (ઇ સ ૧૬૧૨) અંગ્રેજી સત્તાનું બીજ કયારથી રોપાયું? અંગ્રેજોની કોઠી હાલ છે કે નહિ? શિવાજીએ સુરત કયા સનમાં લૂટ્યું? અંગ્રેજોએ પોતાનું મથક શા કારણથી બદલ્યું? પછી મથક કયાં કીધું?

### પાઠ ૫૫.

| | | |
|---|---|---|
| | ઉજવળ=સફેદ | કોલ=કોયલ |
| શિર=માથું | ઓપતો=શોભતો | કાયર=બાયલો |
| કોટે=ડોકે | જામો=ઝુલતો અંગરખો | સાર=સારી |
| રુંઢ=ખોપરી | ફાળ=છલંગ | રખાણી=રક્ષણ કરનાર |
| વૃષભ=બળદ | મૃગ=હરણ | તારુણી=જુવાન સ્ત્રી |
| વીણ=વગર | શ્વાન=કુતરો | પઢતો=ભણતો |
| ભૂપાળ=રાજા | સુજાણ=સારા જાણીતા | પૂર્યો=ગોખ્યો |
| નેહ=સ્નેહ, હેત | શુક્રાચાર્ય=દૈત્યના ગુરુ | મધુરો=મધુર રાગનો |
| દાખવે=જુવે | હરનિશ=હમેશા, નિત્ય | વાચા=વેણ, શબ્દ |
| ચક્ર=ચકકર | રે'=રહે | વીર=ભાઈ |
| ગર્જ્યો=હાકયો | મેડક=દેડકો | કામની=સ્ત્રી |
| પરવરે=ચાલે | નિર્બળ=કમજોર | કીર=પોપટ |

| | | |
|---|---|---|
| ચરણ=પગ | સઉકો=સધા | વાટ=રસ્તો |
| સાયો=પકડ્યો | વિચરે=જાય | |
| નાખો=લાખો માણુસથી | વસમી=અઘરી | |

## પાઠ ૫૫ ઉખાણા,

(પ્રશ્ન) જેના માથાપર ગંગાજી રહે છે, જેની ડોકમાં ખેપરીની માળા છે, તો કહો કે મહાદેવ વગર કયો રાજા બળદનુ વાહન કરે છે? (૧) (જવાબ) હમેશા પ્યારથી જોડનુ તે એક ભરે છે ને બીજો ખાલી કરે છે, જે ચક્ર દરરોજ ફરતુ જણાય છે તે રેંટ (૧) (પ્રશ્ન) એક પુરુષે બીજા પુરુષને ઢાંકયો તેથી જેને ઢાંકયો છે તેનુ શરીર સારૂ દેખાય છે તે ઘણો ઉત્તમ માણસ છે તો તને સારા માણુસ સમજો કે એ શુ છે? (૨) જવાબ) જે પગ વગર ચાલે છે પુરષો તેના પર બહુ હેત રાખે છે, સફેદ શરીરે શોભતો તેને જાણો ટાંકીએ (૨) (પ્રશ્ન) છલગ મારે છે, પણ હરણ નથી, તેમ મસલો પણ નથી, અને કુતરો પણ નથી તેમજ મો ઉચુ છે પણ મોર નથી હે સારા જાણીતા માણસ સમજો કે એ શુ છે? (૩) (જવાબ) બ્રહ્માચાર્યનુ વાહન છે જે હમેશા પાણીમા રહે છે છમ નથી, તોપણ ઘણુ બોલે છે ને દેડકો કહેવાય છે (૩) (પ્રશ્ન) સ્ત્રી છે પણ કમજોર નથી, કાળી છે પણ કોયલ નથી, દમા રહે છે પણ નાગણી નથી, તો એનો જવાબ કહે? (૪) (જવાબ) બાયલાના હાથમા શોભે નહિ અને બહાદુરને મન તે સારી છે, વળી તે આ શ્રેષ્ઠ શરીરનુ રક્ષણ કરનાર છે હે જુવાન સ્ત્રી તે તરવાર છે (૪) (પ્રશ્ન) ભણે છે પણ વિદ્વાન નથી, તેને ગોખ્યો છે પણ ચોર નથી, ડાહ્યા માણસ હોય તો સમજો કે તે મીઠુ બોલે છે પણ મોર નથી ત્યારે એ શુ હશે? (૫) (જવાબ) પક્ષીની જાતમાં પવિત્ર છે, ભાવ

શબ્દ બોલે છે, તે જગલનો રહેવાસી છે ને જગલમા પેદા થાય છે, હે ભાઈ તો તે પોપટ છે (૫) (પ્રશ્ન) ચાલે છે પણ પગ નથી, લાખ માણસથી પણ પકડાયલો રહે નહિ બધા તેને આખે જુએ છે તો એ શુ ? (૬) (જવાબ) તે ગગન તરફ જાય છે, ઘરમા રહે તો ગભરામણ થાય છે, તે અધરે રસ્તે જાય છે માણસો તેને ધુમાડો સમજીએ (૬)

પાઠ ૫૬.

પર્વે—પહેલા

અત્યાન્તર=વિધ્ય ને હિમાલયની વચ્ચેનો પ્રદેશ

યા=અથવા

રક્ષણ—બચાવ

અસખ્ય=ગણી ન શકાય એટલા, ઘણાજ

શરણાગત=આશરે આવેલા

ચન=હોમ

પડખામા=પાસામા, બાજુમા

ક્રૂર=ઘાતકી

રક્ષા=બચાવ

આહાર=ખોરાક

તોલ=બરાબર

વિખુટો=જુદો

ખાતર=માટે

વિરોધ=તકરાર

ધર્મજ્ઞ=ફરજ જાણનાર

ઇંદ્ર=દેવોનો રાજા

અખડ=આખુ, સાજુ

ધાપીને=તોડીને

વાટ=રાહ

સાર—જનાવરોએ નબળાનુ રક્ષણ કરવુ

પાઠ ૫૭.

ઘડી વઈ=વારવાર

ઉકળાટો=બામ

ભારી=બહુ

અભ્ર=વાદળા

સકળ=બધા

ચાળા=ચિહ્ન, લક્ષણ

ચક્લી=ચકલી

બગ=બગલો

સારૂ=ચોક્ખી

અર્ણવ=દરીઓ સમુદ્ર

આવ્યા=જોયા

રસ=મધુર સૂર

યત્ર=બતાર, સારગી વગેરે

રૂપાળા=સારા

અધિક=વધારે

ઘટ=ઘટા

ઠેલા=નકામા

કમી=ઓછી

ઉભગાય=પાકે

પીત=પીળો

સૂર્યાસ્ત=સૂર્યનુ આથ

ઉજળુ=સફેદ [બુ તે

નૈઋત્ય=દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેનો ખુણો.

શીતળા=ઠડા, શીતળ

## વસંત ઋતુનાં લક્ષણ. સમજુતી:—

તડકો અને શીળો ઘડીએ ઘડીએ બદલાય છે, તાપથી જીવોને ઘણો ત્રાસ થાય છે, ઘણા કાળા વાદળા આમ તેમ દોડતા દેખાય છે, તેથી બધા માણસો કહે છે કે એ વરસાદના ચિહ્ન થાય છે (૧) ચકલી ધૂળમા ફડફડ પાંખો ફફડાવે છે, બગના પોતાની પાંખ બરોબર ફેલાવીને બેસે છે, પક્ષીઓ દરીઆ કાંઠેથી આવતા જોયા, તેથી બધા० (૨) રાત દિવસ શીતળ પવન ફરફર આવે, ઝાડો ખરરર થરરર શબ્દે હાલતા જણાય, વાજિત્રમા બહુ સારા મધુર સ્વર આવે છે, તેથી બધા० (૩) હમેશ કરતા તો હવા ઘણી ભેજવાળી જણાય છે, ફૂલમાંથી બહુ સારી વાસ નીકળીને આવે, આપે નગારા વાગતા હોય એવા ખોટા અવાજ સંભળાય છે, તેથી બધા० (૪) હવામા ગરમી ઓછી હોવાને લીધે ખાર ઓગળે છે, અને ઉધાઇ, કીડી, અને મંકોડા જોરથી ઉભરાય છે, (ઘણાજ પાકે છે) પક્ષીઓ માળા બાંધવાની તપાસમા આમ તેમ ફરે, ઉડે તેથી બધા० (૫) શોભાયમાન ધનુષ જણાય છે અને સુરજ આથમતા પીળો ભાસ થાય છે, ચંદ્રમાની આજુબાજુ ઘણુ સફેદ કુંડાળુ દેખાય છે ઇશાન ખુણામા ઘણી વીજળી થાય છે, નૈઋત્ય ખુણામા ઠંડો પવન વાય છે (કારણ કે નૈઋત્ય ખુણામા દરીઓ છે) તેથી બધા० (૬)

### પાઠ ૫૮.

| | | |
|---|---|---|
| કસરેહિંદ=એ નામનો કલિકાળ | સંપૂર્ણ=પુરેપુરી | યાદગીરી=નામના,કીર્તિ |
| સતી=પતિવ્રત ધર્મ પાળનાર સ્ત્રી, પતિવ્રતા | આચરણ=ચાલચલગત | દમદમા બજેની=ઠાઠવાળી ભભકાવાળી |
| સંભવ=આશા | અવસ્થા=હાલત | સભ્યતા=સજ્જનતાઇ |
| | સલાહ=અનુમતિ,સંમતિ | ઘાયલ=જખમી |
| | પ્રયાસ=મહેનત | પરગજુ=પરોપકારી |
| | નિષ્ઠા=ભાવ, આસ્થા | |

| | | |
|---|---|---|
| ભુજ=કદર, નિ ુ | હસ્તક=તાબામા | ખેદ=દીલગીરી |
| ભાષા=બોલી | ઢંઢેરે=સરકારી જાહેર | વિસ્તાર=ફેલાવો |
| મમતા=ચાહના માયા | નામુ | પૂજ્યભાવથી=પવિત્ર |
| મુનશી=મુસલમાન શિક્ષક | પદ=પદવી | લાગણીથી |

**સવાલ**—મહારાણી વિક્ટોરિઆએ કયાથી કયા સુધી કેટલા વરસ રાજ્ય કર્યું ? મહારાણીનો જન્મ કયા સનમા થયો હતો ? કેટલા વરસની ઉમરે કયા સનના ગાદીએ બેઠા હતા ? એમના પિતાજીનુ નામ શુ ? એમનુ લગ્ન કોની જોડે થયુ હતુ ? મહારાણી કયા સનમા વિધવા થયા ? મહારાણી હિંદુસ્તાનની ભાષા જાણતા હતા કે નહિ ? કંપની કનેથી કારભાર મહારાણીના હાથમા કયા સનમા આવ્યો ? ૧૮૮૭મા શુ બનાવ બન્યો ? મહારાણીનુ નામ હાલમા ના માટે યાદ કરવામા આવે છે

| | | |
|---|---|---|
| **પાઠ ૫૮.** | રુદ=ગુસ્સે થા | જાયુ=હમેશ |
| રક્ષ=રક્ષણ કર | કાળ=મોત, હાર | ક્ષેમ=સુખી સ્થિતિ |
| દેવ=ઈશ્વર | બધપાઉ=એસાર | રાવ=રાજા |
| મહારાજ=પાંચમા જ્યોર્જ | દ્વેષ=કીનો, અદેખાઈ | સદ્ અભિમાને=સારી |
| પ્રૌઢ=ઘણા મોટા | શપથ=કસમ | ઉંચી લાગણીથી |
| જયવંત=જયવાળા | અમઘેર=અમારે ત્યા | પૂજ્ય=પવિત્ર |
| મસ=વધારે | સંપ=નિરાંત | પ્રત્યે=તરફ |
| કીર્તિ=મોટાઇ | સધો=થાઓ | ધર=રાખ |
| યશ=આબરૂ | કાળ=વખત | શક્તિમાન=જોરાવર |
| લંબાવ=વધાર, ફેલાવ | ગજ=ઢગલો | રાજેશ્વર=રાજાઓના |
| જગદીશ=પરમેશ્વર | દાન=પુણ્ય | ધણી |
| વીખેરવા=છુટા પાડવા | શ્રેષ્ઠ=મોટા | નાથ=પરમેશ્વર |

| | | |
|---|---|---|
| મહાજ્ઞાની=અક્કલનો ભંડાર, ઘણા જ્ઞાનવાળો | શુભકાર=કલ્યાણ કરનારી<br>પાર=સુધી | દીલ=મન<br>સ્વીકાર=કબુલ કર |

## પાઠ ૫૯ રાજગીત.

હે પરમેશ્વર તુ મોટા રાજાનુ રક્ષણ કર હે પરમેશ્વર તુ મોટા રાજાનુ રક્ષણ કર હે મોટા રાજા તમે ઘણા વરસ જીવજો હે પરમેશ્વર શહેનશાહનુ રક્ષણ કર એમને ઘણા કીર્તિવાન બનાવ મોજમઝા, મોટાઈ અને આબરૂ આપ, અને એમનુ રાજ્ય ઘણા વરસ ચાલે તેમ કર હે પરમેશ્વર શહેનશાહનુ રક્ષણ કર (૧) અરે પરમેશ્વર! હે જગતના ધણી તુ ઊઠ અને એના દુશ્મનને વીખેરી નાખવા તૈયાર થા, અને તેમનુ મોત લાવ વેર અને કંકાસ બધો બેસાડી દે સમજણ અને કળા વધે એમ કર, અમારા ઘરમા નિરાત ને સંપ થાઓ કે જેથી હમેશા અમારૂ ભલુ થય (૨) હે પરમેશ્વર તુ મોટા જ્યોર્જ રાજાપર જોર, આબરૂ અને સુખી સ્થિતિની ટગલાબંધ (ઘણીજ) બક્ષીસ કર કારણ કે ગરીબ અને રાજા, સારી ઉચી લાગણીથી એમનુ રાજ્ય પૂજવા લાયક ગણે છે, અને જ્યા ત્યાના લોક એમના તરફ હેત બતાવે છે (૩) હે સર્વ શક્તિમાન, રાજેશ્વર, મહાજ્ઞાની, પ્રભુ તુ એને તારી છાયામા રાખ એની પૂર્વ કિનારાથી પશ્ચિમ કિનારા સુધી કલ્યાણકારક ઘણી સ્તુતિ થાય છે, વફાદારનો સંપ કબુલ કર, હે પરમેશ્વર શહેનશાહનુ રક્ષણ કર (૪)

| | | |
|---|---|---|
| **પાઠ ૬૦.**<br>અશોક=ચંદ્રગુપ્તના દીકરાનો દીકરો<br>જાદવકુળ=યદુકુળ, એ કુળનો મૂળ સ્થાપનાર | યદુ હતો તે પરથી એ નામ પડ્યુ છે<br>દ્વારકા=કાઠિઅવાડના વાયવ્ય ખુણામા આવેલ કવાડના તાબાનુ શહેરછે | જેમા રણછોડજીનુ દહેરૂ છે<br>યુનાન દેશ=યુરોપખંડની દક્ષિણમા દેશ છે તે, ગ્રીસ |

ઇ સ પૂર્વે=ઇસ્વી સન પહેલા
નિરાધાર=આધાર વગરના, ગરીબ
દવાખાના=હૅાસ્પિતાલો
ધોરી=સરીયામ
ચોતરા=ચબુતરા
આશ્રય=મદદ, ઉત્તેજન
સ્થંભો=થાંભલા
મૂળતત્વો=જે મુદ્દા કે સિદ્ધાંતોપર ધર્મ રચાયો હોય તે
લિપિ=લખેલી ભાષા
મુખ્યત્વે=ઘણુ કરીને
હિંસ=હત્યા ખુન
શ્રમણો=સાધુઓ
ઉડાઉ=ખર્ચાળુ
હિત=ભલુ, કલ્યાણ
મત=એકાદો ધર્મ માર્ગ
આગ્રહ=બળાત્કાર,દબાણ
વૃત્તાંત=હકીકત
લાડી=વહુ
લંકા=સિંહલદ્વીપ, હિંદુસ્તાનની દક્ષિણમા બેટ છે તે
સંગમ=નાની નદી મોટી નદીને જે જગાએ મળે તે જગો
પૌત્ર=છોકરાનો છોકરો
પુરાણ=હિંદુઓના એ નામના જુના ગ્રંથો

**સવાલ**—બૌદ્ધધર્મને કયા રાજાએ આશ્રય આપ્યો હતો? ચંદ્રગુપ્ત અને અશોક કયા વંશના? તેમની રાજધાની કયાં હતી? અશોકે પોતાની રૈયતના ભલાને માટે શુ શુ યોજના કરી? ગીરનારના લખમા શુ લખેલુ છે? લંકાની લાડી અને ઘોઘાનો વર એ કહેવત શા ઉપરથી પડી?

**પાઠ ૬૧.**

વંશજો=વંશમાં જન્મેલા
ખંડેર=ભાગી પડેલી ઇમારતો
ગુર્જરરાષ્ટ્ર=ગુજરાત
નીડર=બીએ નહિ એવો, હિંમતવાન
વચની=બોલેલુ પાળનાર
ભાટ=એક જાતના બ્રાહ્મણ, ખરા ખોટા વખાણ કરનાર
પટાવતો=રાજના મુખ્ય સરદારો
કતલ=કાપાકાપી
પડાવ=મુકામ
મરણીઆ થઇ=યાહોમ કરી, ઝંપલાવી
ગર્ભવંતી=બે જીવવાળી, દહાડાવાળી
સમય વિચારીને=સમયસૂચકતા વાપરીને
નિર્ભય=બીક વગર
રણભૂમિ=લડાઇનીજગો, રણક્ષેત્ર
યાહોમ કરીને=મરણીઆ થઇને
ઝઝીને=જુસ્સાથી લડીને

**સવાલ**—અશોકના પછી કેટલે વરસે મૌર્યવંશના રાજાઓની સત્તા ઊઠી ત્યારપછી પરદેશી રાજાઓનો અમલ કેટલા વરસ રહ્યો? તેમાં કયા રાજાઓ બળવાન થયા? ક્ષત્રપ પછી ગુજરાત કયા વંશના રાજાઓના હાથમાં આવ્યું? ગુપ્ત વંશ પછી કયો વંશ થયો? વલભી વંશની રાજધાનીનું શહેર કયું? અને તે કયાં હતું? વલભી વંશ કેટલી વરસ ચાલ્યો? વલભી વંશનો નાશ શી રીતે થયો? વલભી રાજાઓ જાતના કોણ હતા? ગુજરાત નામ શા ઉપરથી પડ્યું? વલભી વંશ પછી કયા વંશનું રાજ થયું? તેની રાજધાની કયા નગરમાં હતી? ભુવડ અને જયશિખર વચ્ચેની લડાઈનું વર્ણન કરો રૂપસુંદરી કોણ? રૂપસુંદરીને જંગલમાં કોણ તેડી ગયું અને શા માટે?

**પાઠ ૬૨.**

વનરાજ=જયશિખરનો છોકરો

દેખરેખ=તપાસ

મૂળરાજ=રાજનો છોકરો (એ મૂળ નક્ષત્રમાં જન્મ્યો હતો)

શ્રેષ્ઠ=સૌથી સારો

પુખ્ત ઉમર=સમજણી ઉમર, અટાર વરસની ઉંમર

કદાવર=ઉંચો ને ભરાઉ

સામળો=કાળો

શ્રીસ્થળ=સિદ્ધપુર, એ સરસ્વતી નદીને કાંઠે છે

ત્રાસ=ડર ધાક, કંટાળો

જુનાગઢ=ગીરનાર પર્વતની પાસે શહેર છે (હાલ એમાં બાબી વંશના મુસલમાન રાજાનું રાજ્ય છે)

ખાલસા=જપ્ત

સતી થવું=ધણીના મુડદા સાથે જીવતા બળી મરવું

આણ=દુવાઈ, હુકમ

શૈવ=શિવને માનનારા

ભાલ=ધોળકા તથા ધંધુકા તાલુકાનો તથા કાઠિઆવાડનો કેટલોક ભાગ

સહસ્ત્રલિંગ તળાવ=એ નામનું પાટણમાં તળાવ હતું એનાપર હજાર મહાદેવની દહેરી હતી તેથી એવું નામ પાડ્યું હતું

દંતકથા=મોઢેથી ચાલતી ખરી ખોટી વાત

બાધ=હરકત

વૃત્તિ=ભાવ, ઇચ્છા

**સવાલ**—વનરાજ નામ શાથી પડ્યુ ? વનરાજે પોતાના બાપનુ રાજ્ય શી રીતે પાછુ મેળવ્યુ ? વનરાજે કયુ શહેર વસાવ્યુ ? એ નામ પડવાનુ કારણ શુ ? ચાવડા વંશનો છેલ્લો રાજા કોણ અને તેને કેટલા છોકરા હતા ? ચાવડા વંશ પછી કયો વંશ થયો ? એ વંશના પહેલા રાજાનુ નામ શુ ? એણે રાજ શી રીતે મેળવ્યુ ? મૂળરાજ નામ શા ઉપરથી પડ્યુ ? એની મા, બાપ તથા દાદાનુ નામ કહો સોલકી વંશ કયાથી કયા સુધી કેટલા વરસ ચાલ્યો ? સોલકી વંશમ, કયો શ્રેષ્ઠ રાજા થયો ? સિદ્ધરાજના બાપનુ તથા માનુ નામ શુ ? મીનળદેવીએ શુ બધાવ્યુ અને કયા તથા કયારે ? સિદ્ધરાજના શરીરનુ વર્ણન કરો બર્બર કોણ ? સિદ્ધરાજે તેને શા માટે હરાવ્યો ? જુનાગઢના રાજા સાથે લડાઇ થવાનુ કારણ શુ ? એ લડાઇ કેટલા વરસ ચાલી અને શુ પરિણામ આવ્યુ ? રાણકદેવીની ઓળખાણ આપો યશોવર્મા કયાનો રાજા તથા કયા વંશનો ? માળવાના રાજા સાથે કેટલા વરસ સુધી લડાઇ ચાલી અને તેનુ પરિણામ શુ આવ્યુ ? સિદ્ધરાજે કયા કયા રાજાને હરાવ્યા અને કયા કયા મુલક ખાલસા કર્યા ? સિદ્ધરાજ નિર્દય હતો એ તમે શા ઉપરથી કહો છો રુદ્રમાળ કયા છે તથા શુ છે ? એ કોણે બધાવ્યુ તથા કોણે પુરુ કરાવ્યુ ? શ્રીસ્થળનુ બીજુ નામ શુ ? એવુ નામ પાડવાનુ કારણ શુ ? સિદ્ધરાજે કયા કયા બાંધકામો કરાવ્યા ? સિદ્ધરાજ ભણેલો હતો કે નહિ ? સિદ્ધરાજે કેટલા વરસ રાજ કર્યુ ને કયા સનમા મરી ગયા ? તમે શા ઉપરથી કહો છો કે અણહીલવાડની ગાદીપર સિદ્ધરાજ જેવો રાજા થયો નથી ? એનો જન્મ કયા સનમા અને કયા થયો હતો ?

**સાર**—જર, જોરૂ, અને જમીન એ ત્રણે કજીઆના મૂળ છે મતલબ કે એ ત્રણને માટેજ લડાઇઓ થાય છે

**પાઠ ૬૩.**

ઉમરાવ=અમીર
યોદ્ધો=લડવયો
અલાઉદ્દીન=ખીલજી વંશનો બીજો બાદશાહ
પાટનગર=રાજનગર, રાજધાની
બેગમ=બાદશાહની સ્ત્રી
બાગલાણુ=નાશકની પાસે ડુંગર છે
દીપી=શોભી, ખીલી
અઘટિત=અયોગ્ય
આફત=દુઃખ
ઝપાઝપી=મારામારી
કાવ્ય=કવિતાનુ પુસ્તક
દુરાચરણી=ખરાબ ચાલનો, દુર્ગુણી

**સવાલ**—વાઘેલા વંશનો છેલ્લો રાજા કયો? કરણઘેલા પાસેથી કોણે રાજ લીધુ ને કયા સનમા? કરણની કઈ રાણી ખૂબસુરત હતી? કૌલાદેવી કોની બેગમ થઈ? કૌલાદેવીની છોકરીનુ નામ શુ? તે કોની સાથે પરણી? કરણનુ મોત શી રીતે થયુ?

**પાઠ ૬૪.**

બંડ=હુલ્લડ, બળવો
લડવૈયા=યોદ્ધા
પશ્ચાત્તાપ=પસ્તાવો
અંતઃકરણ=મન, દીલ
ઘોર કર્મ=ઘાતકી કામ
વાટપાડુ=રસ્તો રોકી લૂટનાર
કાસળ=મૂળ
સરહદ=સીમા, છેડો છેવટની હદ
વસુલાત=મહેસુલ
બેશ=સારી, ઉમદા
પ્રવાહ=વહેણ
સુશોભિત=સારી શોભાયમાન
વણકારો=વણનાર
ઉમદા=સરસ
ઓરસ=મેળો
ઘોર=પાપી, ક્રૂર

**સવાલ**—ગુજરાતનો કયો સુબો સ્વતંત્ર થઈ ગયો? તેણે પોતાનુ નામ શુ રાખ્યુ? મુજફ્ફરશાહના પુત્રનુ નામ શુ? વસુલાત ઉઘરાવવાની રીત કોણે બાંધી? અહમદશાહના વખતમા પ્રજા સુખી હતી કે નહિ? અહમદશાહે કયુ શહેર વસાવ્યુ? તેને હાલ શુ કહે છે? હાથમતી એ શુ છે? તેનો પ્રવાહ શા માટે બદલ્યો? શહેરની દોલત તથા આબાદી વધારવાને શુ પ્રયત્ન કીધો? અહમદશાહનો અમલ કયાથી કયાં સુધી હતો? અહમદશાહની કબર કયા છે?

### પાઠ ૬૫.

મોજીલો=આનંદી
જામ=મુસલમાની વંશનું નામ છે
બેગડો=બે ગઢ જીતનાર
ફીતુર=હુલ્લડ, બંડ
દાબ=કરમ
શિરોહી=ગુજરાતની ઉત્તરમા છે અહીંની તલવાર વખણાય છે
જગત ભૂશિર=જગત પોઇંટ એ દ્વારકા પાસે છે
ચાંચીઆ=દરીઆમા લૂંટ કરનાર
ખાલસા=જપ્ત
પ્રતાપ=કીર્તિ
મુસાફરખાના=ધર્મશાળા
બેટ=શંખોદ્ધાર એ દ્વારકાની પાસે છે
શ્રીમંત=પૈસાદાર
ફરદોશ=આબાવાડી
અમળાઇ=આબાવાડી
ઠાઠ=ભભકો, દબદબો
વાજીંત્ર=વાજા
ઉસ્તાદ=ગુરુ

**સવાલ**—મહમદશાહ બીજો કોની સાથે પરણ્યો હતો? બેગડો નામ શાથી પડ્યુ? કયા કયા બે ગઢ જીત્યા? કેટલા વરસની ઉમરે ગાદીએ બેઠો? ગીરનારની પડોશમા કયુ શહેર વસાવ્યુ? કયા કયા રાજાઓને હરાવ્યા? ૧૮૪૭મા શુ બનાવ બન્યો? દરીઆની લડાઇમા કોને કોને હરાવ્યા? મહેમદાવાદ કોણે વસાવ્યુ? ભમરીઓ કુવો કયા છે? મહમદશાહને કયા દાટ્યો છે? મહમુદે લોકોપયોગી શુ કામો કીધા? મુસલમાન પાદશાહોમાં સિદ્ધરાજ જેવો ક્યો પાદશાહ થયો?

### પાઠ ૬૬.

સર=તાબે
લગામ=સત્તા
હસ્તક=તાબામા
વશ=તાબે
બથાવી=પચાવી
કર=વેરો
દર=ભાવ
બક્ષ્યા=ભેટ કર્યા
ટક્કી શકાય=ટક્કર લઇ શકાય
ખંભાત=મહી નદીના મુખ આગળ શહેર છે એમા મુસલમાની રાજ્ય છે
ફતેહ=જીત
વડોદરા=વિશ્વામિત્રના કાંઠાપર ગાયકવાડની રાજધાનીનુ શહેર છે
હવાલે=તાબે
મગરૂર=અહંકારી
આપઘાત=પોતાને હાથે પોતાનો જીવ કાઢવો તે
અંત=છેડો

**સવાલ**—મહમદ બેગડા પછી કયો પ્રખ્યાત પાદશાહ થઇ ગયો? તેણે શુ કીધુ? બાહદુરશાહ કયા મ જબરા શત્રુને જીતી શકયો નહિ? ચતિમદખાન કોણ અને તેણે શુ કીધુ? ગુજરાતનો છેલ્લો મુસલમાન પાદશાહ કોણ? તેની પાસેથી ગુજરાત કોણે જીત્યુ?

**પાઠ ૬૭.**

આબુ=ગુજરાતની ઉત્તરમા પર્વત છે
ધરા=તળાવ
ચમકારા=ઝબકારા
ઝુપડુ=તાડપત્રાનુ ઘર
વાદળાં=આભના
નાળચુ=નળી
ધુમસ=ધુમાડા જેવી વરાળ, ઓસ
ગજી=ઘાસનો ઢગલો
ભિજી=ભિનાઇ
બધાઇ જાય છે=ઠરી જાય છે
કરા=આકાશમાથી જે પાણીના બધાએલા કાકરા પડે છે તે
ઝાકળ=ટાઢીના જોરથી હવામાનીવરાળનુ પાણી થવુ તે, ઓસ ઠાર

**સવાલ**—વરાળ, વાદળા, ધુમસ, ઝાકળ અને વરસાદ એટલે શુ તે સમજાવો આબુ કયા છે? સવારે ધુમસ જેવુ શુ દેખાય છે? ધુમસ અને ધુમાડામા ફેર શુ? પાણીની વરાળ શી રીતે થાય છે તે પ્રયોગ કરી બતાવો વરાળ કેટલી રીતે થઇ શકે છે? પાણીવાળી જગા ગણાવો વાદળા શેના બને છે?

**પાઠ ૬૮.**

ભેગા થએલા=મળી ગએલા
સઢ=વહાણના કુવા સાથે બાધેલુ પવન ભરવાનુ લુગડુ
સપાટી=પદાર્થનો ઉપલો ભાગ
આગબોટ=વરાળથી ચાલતુ મોટુ વહાણ
સ્ટીમર
ફેરો=આટો, ચક્કર
આરપાર=એક છેડાથી બીજા છેડા સુધી

**સવાલ**—પૃથ્વીનો આકાર કેવો છે? પૃથ્વી ગોળ છે તેના કારણ ગણાવો પૃથ્વીના ફરવાથી શુ થાય છે? પૃથ્વી ફરે છે કે સુરજ તે પ્રયોગથી સાબીત કરી બતાવો, પૃથ્વીનો એક ફેરો કેટલા વખતમા

પુરો થાય છે? પૃથ્વી જે ધરી પર ફરે છે તે ધરી કેટના મેલની હોવી જોઇએ? પૃથ્વીને ખરેખરી ધરી છે? આપણી આંખે સૂરજ ફરતો દેખાય છે તેનુ કારણ શુ? છોકરાઓ ગોળાકારમા ફરે છે ત્યારે ઘરો ફરે છે કે છોકરાઓ ફરે છે?

| | | |
|---|---|---|
| **પાઠ ૬૯.** | સ્થિતિ=હાલત | વાર્ષિક=વરસની |
| અ તરે=છેટે | ગતિ=ચળ | |
| ચોકસ=મુકરર | જોત=સળગતો કાકડો | |

**સવાલ**—દહાડો ને રાત કોના ફરવાથી થાય છે? પૃથ્વી કઇ દિશામાથી કઇ દિશામા ફરે છે? દહાડો ને રાત સરખા થવાનુ કારણ શુ? વરસમા કેટલા દિવસ દહાડો ને રાત સરખા હોય છે અને તે દિવસ કયા?

| | | |
|---|---|---|
| **પાઠ ૭૦.** | ફેરવે છે | ખરે=ભોયપર પડે |
| અગાઉ=ધાણુ | નીદી=ઉખેડી | ધરે=ચોળે |
| કરાઠી=કપાસ, તુવેર વગેરેના સુકા છોડ | હેલી=ચાલુ વરસાદ | તબોળ=પાન |
| ખુપરા=સુકા ઢો | વળે છે=થાય છે | ધરે=પહેરે, ઓઢે |
| ડાઢા=નીક | માફકસર=જોઇતો | શાલ=ઊનનુ કીમતી લુગડુ |
| ડાસ=પાણી જવાનો માર્ગ, નીક | તીડ=ખેતરને નુકસાન કરનારૂ તપખિરીઆ રગનુ જીવડુ | ફાટે=ચીરા પડે |
| ટેટી=ખડબુચ | ધમાલ=ભીડ, ધાંધલ | વટે=ઓછા થાય |
| ખરીફ=ચોમાસામા વવાતા ધાન્ય | રવિપાક=શિઆળુ પાક | ભલીભાત=સારી રીતે |
| વાવણી=રોપણી. | કડબ=જુવારના સુકા સાઠા | જળ ઉડી જાય=પાણી સુકાઇને ઓછુ થાય |
| કરપી દે છે=રાપડી | સરકાર ધારો=મહેસુલ | પામે=મળે, આવે |
| | | ગુણવાન=ફાયદાવાળા, |

| | | |
|---|---|---|
| ગુણકારી | ખાગુ=મજાનુ | ચપા=પીળા રગનુ |
| હોજ–પાણીની ટકી | ડૂબાડૂબ=ડૂબી ગએલી | સુગધીદાર ફૂલ |
| નાગ=લાગે | ઉચારે=બોલે | ભલા=સારા |
| ચદન=સુખડ, કેસર વગેરેને ઘસીને લચકા જેવુ બનાવે છે તે | મનાર=રાગનુ નામ છે | ફુલાય=નોટા થાય, ખીલે |
| | ખેતીકાર=ખેડુત | માટ=માટે |
| | ચપેલી, જુઇ, જાય = એક જાતના સુગધીદાર સફેદ ફૂલ | ચાખડીઓ=પાવડીઓ |
| મીઠા=મધુર | | હિચોળા=હીચકા |
| પણતોલ=ઘણોજ | | ખાટ=ખાટલા |

**સવાલ**—ઉનાળામા ખેડુતો શુ શુ કામ કરે છે ? ઉનાળામા ગામડાના લોકો શહેરમા શુ લાવે છે ? ચોમાસામા ખેડુતો શુ કામ કરે છે ? ખેડુતને મહેનતનુ ફળ કયારે મળે છે અને કયારે મળતુ નથી ? શિઆળામા શુ કામ કરે છે ? શિઆળામા શુ શુ વેચવા આવે છે ?

## કવિતાની સમજુતી.

શિઆળામા ટાઢો પવન વાય છે ઝાડના પાદડા ખરી પડે છે અને ઘઉ પાકે છે, ગોળ થાય છે, કપાસ અને કઠોળ પાકે છે, લોકો શરીરે તેલ ચોળે છે, અને પાન ખાય છે (૧) શરીરે ડગલા પહેરે છે, ને શાલ ઓઢે છે, ગરીબ માણસના પગ અને ગાલ ફાટી જાય છે શિઆળામા દહાડો નાનો થાય છે અને રાત મોટી થાય છે અને શરીરમાં સારી રીતે (સારો ખોરાક ખાવાથી) જેર આવે છે (૨) ઉનાળામા પાણી ઉડા જતા રહે છે (ઓછાં થાય છે) નદી અને સરોવરના પાણી પણ ઓછાં થાય છે સઘળી વનસ્પતિને નવા પાદડા આવે છે, અને સારા ગુણવાળા કેસુડાના ફૂલ પણ થાય છે (૩) ઉનાળામા પાણીના કુડ, ફુવારા ને બાગ સારા લાગે છે ચદન અને વીંજણા વહાલા લાગે છે, કારણ કે તેથી ઠડક મળે છે. કોયલ મધુર શબ્દ બોલે છે,

